# શાળોપયોગી પુસ્તકો

| | |
|---|---|
| આત્મકથા ભા. ૧–૨ | ૧—૦—૦ |
| હિમાલયનો પ્રવાસ (ટિપ્પણ સાથે) | ૧—૦—૦ |
| આતરાતી દીવાલો ( ,, ) | ૦—૬—૦ |
| લોકમાતા | ૦—૪—૦ |
| સ્મરણયાત્રા | ૧—૦—૦ |
| જીવતા તહેવારો | ૦–૧૨—૦ |
| આપવીતી | ૧—૪—૦ |
| બુદ્ધલીલા | ૦—૮—૦ |
| મધપૂડો | ૦–૧૦—૦ |
| કાવ્યપરિચય ભા. ૧–૨ | ૧—૬—૦ |
| નામાનાં તત્ત્વો | ૨—૮—૦ |
| નવલગ્રંથાવલિ | ૨—૦—૦ |
| સાર્થ ગૂજરાતી જોડણીકોશ | ૪—૦—૦ |
| રાષ્ટ્રભાષાનો ગૂજરાતી કોશ | ૧—૮—૦ |
| જેકિલ અને હાઈડ | ૦—૯—૦ |
| અપંગની પ્રતિભા | ૦–૧૨— ૦ |
| સંત ફ્રાન્સિસ | ૦—૩—૦ |
| મારી જીવનકથા (જવાહરલાલ નેહરૂ) | ૩—૦—૦ |
| જીવનવિકાસ | ૨—૮—૦ |
| કેળવણીના પાયા | ૧—૦—૦ |
| ખરી કેળવણી | ૦–૧૨—૦ |
| કેળવણીનો કોયડો | ૧—૦—૦ |
| વર્ધાશિક્ષણ યોજના | ૦–૧૦—૦ |
| વર્ધાકેળવણીનો પ્રયોગ | ૦—૬—૦ |


**નવજીવન પ્રકાશન મંદિર**
**અમદાવાદ**

# સી તા હ ર ણ

ચન્દ્રશંકર પ્રાણશંકર શુક્લ

નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

પૂ૦ સ્વામી આનંદને
અર્પણ

# પ્રસ્તાવના

હિંદુસ્તાનની રંક પ્રજાને કવિવર રવીન્દ્રનાથ ઠાકુર રંક નથી કહેવા દેતા. આપણે રંક શેના? આપણી પાસે તો કેટલુંયે અમોલું ધન ભરેલું છે, જેમાંથી આપણે આજે અને સર્વકાળ માટે બીજી પ્રજાઓની આધ્યાત્મિક ક્ષુધા અને તૃષા તૃપ્ત કરી શકીએ એમ છીએ. વસ્તુતઃ આજે આપણે રંક છીએ અને નથી પણ. થોડાં વરસ પહેલાં રાષ્ટ્રીય શિક્ષણનો જમાનો શરૂ થયો નહોતો ત્યારે દેશની રંક પ્રજાના ઘણા મોટા ભાગને, ખાસ કરીને પ્રજાના બાળવર્ગને, પોતાના આધ્યાત્મિક ધનની ઝાઝી ખબર નહોતી. ક્યાંક ખબર હતી તો તે ધન અણમોલું છે એમ બહુ ઓછા માનતા હતા. આજે આપણું ધન કેટલું છે, કેવું છે તેનું જ્ઞાન આપણને થવા લાગ્યું છે, એટલે આપણે રંક દશામાંથી નીકળવા લાગ્યા છીએ. ગુજરાતની બાળપ્રજાના હાથમાં આ પુસ્તકમાં અપાઈ છે એવી રીતે રામાયણની કથા મૂકવી એ એ જ દિશામાં થતા યશસ્વી પ્રયત્ન છે. રામાયણકથામૃત તો બાળકે માતાના દૂધની

સાથે પાયેલું હોવું જોઈએ. માતાના દૂધની સાથે ન મળે તો પિતાની સાથે તેના ખોળામાં બેસી જ્યારથી બાળક વાતો સાંભળવાનો રસિયો થાય ત્યારથી રામાયણની કથાથી જ તેના શિક્ષણનો મંગળ આરંભ થવો જોઈએ. પણ એવાં માબાપ ગુજરાતમાં આજે તો ઓછાં છે. મહારાષ્ટ્રમાં હજી બાળકોને એ અમૃતના રસનો સ્વાદ લગાડનારાં માતપિતા પડેલાં છે. એટલે ગુજરાતના કરતાં મહારાષ્ટ્રની સાંસ્કૃતિક અધોગતિ ઓછી છે. ગુજરાત ને મહારાષ્ટ્રની વાત છોડી દઈએ; ભક્તકવિ તુલસીદાસના પ્રાંતમાં પણ જ્યારે ઘરડાઓ ઘણા મળી આવશે કે જેના મોંમાંથી ચાલતાં ચાલતાં તુલસીનાં વચનો નીકળશે. ત્યારે આ જમાનાનાં બાળકો એવાં ઘણાં મળી આવે છે કે જેઓ લક્ષ્મણ કે હનુમાન કોણ હતા તે ન જાણતાં હોય. રાષ્ટ્રીય શિક્ષણનું એક કર્તવ્ય આપણી એ દીન દશા ફેરવાનું છે; અને કાકાસાહેબ જેવા રાષ્ટ્રીય શિક્ષણના આચાર્ય, બાળકો જેને વધાવી લે એવી રામાયણની કથા પોતાના વિદ્યાર્થી પાસે જ તૈયાર કરાવે એમાં કશું આશ્ચર્ય નથી.

એક જ કથા બાળક કહે, યુવક કહે, પ્રૌઢ કહે કે વૃદ્ધ કહે, તે બધાઓની શૈલીમાં ફેર પડે છે. બધાયે કથાનો સાર આપે, પણ રસ ઓછોવત્તો આપે. બાળક સૌથી વધારે આપે એમ મારું માનવું છે. તેમાં ચંદ્રશંકર જેવા કવિબાળક હોય ત્યાં તો પૂછવું જ શું? રામાયણની કથા ઘણે કહેવાતી સાંભળી છે, રામાયણી કથાના સાર ઘણા જોયા છે, અને મૂળ રામાયણ તથા આધુનિક રામાયણો પણ ઘણાં જોયાં છે, પણ તેમાંના એકેમાં બાઈ ચંદ્રશંકરના રામાયણમાં જે ભૂમિકા

રચીને કથા કહેવામાં આવી છે તે નથી. ગ્રહો અને નક્ષત્રો ધોળે દિવસે શોભતા નથી. તેની ખરી શોભા પ્રગટ કરવા માટે આકાશનો દિનવર્ણો પટ કામ નથી આવતો. તેને માટે તો રજનીવર્ણો પટની જ આવશ્યકતા છે. આપણી કથાઓમાં રામજન્મથી જ આરંભ કરવામાં આવે છે, વાલ્મીકિમાં પણ રામજન્મથી જ આરંભ થાય છે, ત્યારે રામ, લક્ષ્મણ, ભરત અને સીતાની કથા દિનવર્ણો પટ ઉપર રજૂ થતી હોય એવું ભાસે છે. એ કથાનું શાંત નિર્મળ તેજ ભાઈ ચંદ્રશંકરે ચીતરેલા ત્રણ ભાઈઓના, બ્રાહ્મણક્ષત્રિયોના અવનતિના, પૃથ્વીની પીડના આછા અને ઘેરા રજનીવર્ણો પટ ઉપર કાંઈક અનેરી છટાથી પ્રગટ થાય છે. અને આ પુસ્તકની મોટામાં મોટી વિશેષતા એ જ છે.

કથાને માટે ભાઈ ચંદ્રશંકર એક જ મૂળને નથી વળગી રહ્યા. તેમણે વાલ્મીકિમાંયે ડૂબકી મારી છે, અને તુલસીના માનસસરોવરનુંયે અવગાહન કીધું છે, તેમ જ મહારાષ્ટ્રી અને બીજાં કથાનકોમાં પણ ફરી આવ્યા છે. વાલ્મીકિનું જ્ઞાન, ગાંભીર્ય અને કલા તુલસીમાં નથી; તુલસીની મર્યાદા કાલિદાસના કેટલાક શ્લોકોમાં નથી જ. આપણાં કથાનકોમાં તો નથી જ હોતી. આ બાળરામાયણમાં જ્ઞાન, કલા, અને મર્યાદા એ ત્રણે ઉતારવાનો સમર્થ પ્રયત્ન થયો છે, અને બાળકોની આગળ એ સામગ્રી મૂકવાની હોવા છતાં ગાંભીર્યમાં કશી ઊણપ આવી નથી. કોઈક કોઈક સ્થળે આદિકવિના મૂળથી અનેક આધુનિક કવિઓની કૃતિથી બહાર જઈ ભાઈ ચંદ્રશંકરે તેમની ન્યૂનતા પૂરવાનો પ્રયત્ન કર્યો છે. કવિઓ-નાથી થયેલો ઊર્મિલાની અવગણનાનો જે દોષ આધુનિક કવિ

વિવેચક રવીન્દ્રનાથને સાલે છે તે દોષ આ પુસ્તકમાં મનોરમ રીતે પૂરવામાં આવ્યો છે. મહાકાવ્યોના અરણ્યમાં અગસ્ત્ય ઋષિના તપોવન જેવાં સંસ્કૃતિનાં જે મંદિરો ઢંકાઈ ગયેલાં છે તેને તેની આસપાસના પરિસરો વાળીઝૂડી અને સાફ કરીને બાળકોની આગળ નજરમાં ખૂંચી જાય એવી રીતે રજૂ કરવામાં આવ્યાં છે. બાળક સીતાહરણ સુધીનાં પ્રકરણો વાંચી ઉત્તરાર્ધને માટે અધીરો થાય એવી શૈલીથી કથા કહેવામાં આવી છે. આશા છે કે બાળકોના શિક્ષણમાં આ પુસ્તકનો અભ્યાસ અગત્યનો ભાગ ભજવશે, અને આપણા પ્રાચીન ધનના ભંડાર ખોલી તપાસી તેનો તાગ કાઢવાની વૃત્તિ તેમનામાં જાગૃત કરશે.

**મહાદેવ હરિભાઈ દેસાઈ**

# અનુક્રમણિકા

# ત્રણ ભાઈઓ

ઘણા જૂના વખતમાં વિશ્રવા નામે એક પવિત્ર, સત્યવાદી અને ઉદાર હૃદયવાળા ઋષિ હતા. તેમને બે સ્ત્રી હતી. એકથી કુબેર નામનો પુત્ર ઉત્પન્ન થયો. કુબેર મોટો થયો એટલે તેણે હિમાલય પર જઈને હજાર વર્ષ સુધી ઉગ્ર તપ આદર્યું. હજાર વર્ષ પૂરાં થયા પછી તેણે એકલું પાણી પીને રહેવાનું શરૂ કર્યું, અને આખરે પાણી પણ છોડી દીધું અને વાયુભક્ષણ કરી રહેવા લાગ્યો. કુબેરની તપશ્ચર્યાથી બ્રહ્મા તેના પર પ્રસન્ન થયા અને જોઈએ તે માગી લેવા કહ્યું. કુબેરે કહ્યું: 'મને લોકપાળની પદવી આપો.' ઇંદ્ર, વરુણ અને યમ ત્રણ લોકપાળ હતા તેની સાથે બ્રહ્માએ કુબેરને ચોથો લોકપાળ બનાવ્યો અને તેને ઉત્તર દિશાનું રક્ષણ કરવાનું કામ સોંપ્યું. તે ઉપરાંત બ્રહ્માએ તેને ગમે ત્યાં ઊડીને જઈ શકે એવું પુષ્પક વિમાન આપ્યું. કુબેર રાજી થઈને ઘેર ગયો અને માતપિતાને મળ્યો.

એક વખતે તેને વિચાર થયો કે બ્રહ્માએ મને લોકપાળ તો બનાવ્યો પણ રહેવાનું સ્થાન ન આપ્યું. આ મુશ્કેલી તેણે પિતાને જણાવી અને બોલ્યો: "જે જગાએ મારા જવાથી કોઈ પણ પ્રાણીને ત્રાસ ન થાય એવી જગા મને બતાવો." વિશ્રવાએ કહ્યું: "દક્ષિણ સમુદ્રને કિનારે ત્રિકૂટ પર્વત છે. તેના પર એક અત્યંત વિશાળ, મનોહર અને સોનાના કોટવાળી લંકાનગરી છે. દેવોના કારીગર વિશ્વકર્માએ એ નગરી રાક્ષસો માટે રચી હતી. પણ હાલમાં રાક્ષસો શ્રીવિષ્ણુના ભયથી એ નગરી તજી નાસી ગયા છે અને પાતાળમાં ભરાઈ બેઠા છે. માટે તું જા અને આ લંકા નગરીનો રાજા થા." કુબેર જઈ લંકામાં રહેવા લાગ્યો. કોઈ કોઈ વાર તેને માતપિતાને મળવાનું મન થતું ત્યારે પુષ્પક વિમાનમાં બેસીને તેમને મળી આવતો.

વિશ્રવા ઋષિને બીજી રાક્ષસ જાતિની કૈકસી નામની સ્ત્રી હતી. રાક્ષસ જાતિની હોવા છતાં કૈકસીનું વર્તન બહુ પવિત્ર હતું, એની વૃત્તિ નિર્મળ હતી અને તે હમેશાં ઋષિની સેવામાં તત્પર રહેતી. એની ભક્તિ જોઈને ઋષિ એના પર પ્રસન્ન રહેતા. એક વાર કૈકસીએ ઋષિને કહ્યું: "મહારાજ, મને પુત્ર આપો." ઋષિએ કહ્યું: "તું બહુ કવખતે બોલી છે. માટે તને જે પુત્ર થશે તે બધા દુષ્ટ વૃત્તિવાળા, વિકરાળ શરીરવાળા અને ભારે ઉત્પાત મચાવનારા થશે." આ શબ્દો સાંભળી કૈકસીને બહુ ક્ષોભ થયો. તે બોલી: "મહારાજ, આપ જેવા ધર્મની મૂર્તિરૂપ પુરુષ પાસેથી હું આવા દુષ્ટ પુત્ર લઈને શું કરું? મારા પર કૃપા કરીને મને આપના જેવો ધર્મિષ્ઠ એક પુત્ર તો આપો."

ઋષિએ કહ્યું: "ભલે, તને જે છેલ્લો પુત્ર થશે તે મારા જેવો થશે."

આ પછી કેટલેક વખતે રાવણનો જન્મ થયો. રાવણને દસ મોઢાં અને વીસ હાથ હતા. એનું કાળું પહાડ જેવું અને વિકરાળ શરીર, મોંની બહાર નીકળી આવેલા લાંબા લાંબા દાંત, રાતા લોહીવર્ણા હોઠ, મોટા સૂપડા જેવા કાન અને કાળા ચળકતા વાળ જોઈને તપોવનમાં રહેનારાં માણસો ભયભીત થઈને નાસી જવા લાગ્યાં. રાવણના જન્મ પછી થોડા થોડા વખતને અંતરે કુંભકર્ણ, શૂર્પણખા અને વિભીષણના જન્મ થયા. રાવણ, કુંભકર્ણ અને શૂર્પણખા લોકોને ખૂબ ત્રાસ આપતાં અને માણસોને પકડીને જીવતાં ને જીવતાં ખાઈ જતાં. એમનું નામ સાંભળતાં લોકો થરથરી જતા. વિભીષણ ઘેર રહ્યો રહ્યો પિતા પાસે વેદાધ્યયન કરતો અને ભક્તિભાવથી માતપિતાની સેવા કરતો.

એક વાર કુબેર માતપિતાને મળવા આવ્યો હતો. તેને જોઈ કૈકસીના પુત્રો માને પૂછવા લાગ્યા: "એ કોણ છે?" માએ તેમને કુબેરની અને તેને બ્રહ્માએ આપેલા વરની વાત કહી સંભળાવી અને કહ્યું: "તમે પણ જો એવું તપ કરો અને બ્રહ્મદેવને રાજી કરો તો એને જેવું રાજ્ય મળ્યું તેવું તમને પણ ધારો તો મળે."

કુબેરનું વૃત્તાંત સાંભળી ત્રણે ભાઈઓને બ્રહ્મા પાસેથી મનનું ધાર્યું મેળવવાની લાલસા થઈ આવી. માએ એમને ઉત્સાહ આપ્યો એટલે એમને શૂર ચડ્યું અને તેઓ બ્રહ્માને પ્રસન્ન કરી તેમની પાસેથી વરદાન લેવા હિમાલય પર ગયા અને ત્યાં તપ કરવા લાગ્યા. કુંભકર્ણ ઉનાળામાં પોતાની

આસપાસ ચાર અગ્નિ સળગાવી તેની વચ્ચે બેસે, ચોમાસામાં મુસળધાર વરસાદ પડતો હોય તે વખતે પણ દૃઢ આસન વાળીને બેસે, અને શિયાળામાં કડકડતી ટાઢ પડતી હોય તે વખતે દિવસ અને રાત પાણીમાં રહે, અને નિરંતર બ્રહ્માનું ધ્યાન ધર્યાં કરે. આ પ્રમાણે દસ હજાર વર્ષ વીતી ગયાં. વિભીષણે નિર્મળ મન રાખીને એક પગ પર ઊભા રહીને પાંચ હજાર વર્ષ સુધી તપ કર્યું, અને ત્યાર પછી માથું અને હાથ ઊંચાં કરીને બીજાં પાંચ હજાર વર્ષ સુધી સૂર્યદેવની આરાધના કરી. દસ હજાર વર્ષ ગયાં તે એણે જાણ્યાં પણ નહિ. બીજી બાજુ રાવણે આહાર છોડી દીધો અને તપ કરવા માંડ્યું. એક હજાર વર્ષ ગયાં એટલે તેણે પોતાનું એક માથું કાપીને અગ્નિમાં નાખ્યું. બીજાં હજાર વર્ષ ગયાં એટલે બીજું માથું કાપીને અગ્નિમાં હોમ્યું. એમ નવ હજાર વર્ષ ચાલ્યાં ગયાં અને રાવણે નવ માથાંની આહુતિ આપી. દસ હજાર વર્ષ પૂરાં થતાં તેણે દસમું માથું કાપવાની તૈયારી કરી એટલે બ્રહ્મદેવ ત્યાં આવી ઊભા રહ્યા અને ત્રણે ભાઈઓને કહ્યું: "હું તમારા અડગ તપથી પ્રસન્ન થયો છું. તમારે જે જોઈએ તે માગો. હું તમારા મનના સર્વ મનોરથ પૂરા કરી દઈશ."

રાવણે હાથ જોડીને કહ્યું: "ગરુડ, નાગ, યક્ષ, દેવ, દૈત્ય એ કોઈને પણ હાથે મારું મોત ન નીપજે. બીજાં પ્રાણીઓની મને દરકાર નથી. માણસ કે વાનરને તો હું જીવડાં જેવાં સમજું છું." બ્રહ્માએ કહ્યું: "ભલે, જરૂર એમ થશે. વળી તેં મને નવ માથાં અર્પણ કર્યાં છે તે તને પાછાં મળશે. હું તારા પર ઘણો જ પ્રસન્ન થયો છું, એટલે તને

બીજો પણ વર આપું છું કે તું તારી ઇચ્છામાં આવે તેવું રૂપ ધારણ કરી શકીશ."

આમ કહી બ્રહ્મા વિભીષણ તરફ વળ્યા. વિભીષણે કહ્યું: "મહારાજ, આપની કૃપાથી મને સર્વ કાંઈ મળી ચૂક્યું છે. આપ પ્રસન્ન થયા છો એ જ હું મારું મોટું સદ્‌ભાગ્ય માનું છું. છતાં જ્યારે આપ વર માગવાનું કહો છો ત્યારે માગું છું. મારે એટલું જ જોઈએ કે હમેશાં મારી બુદ્ધિ ધર્મને માર્ગે વળેલી રહે અને મારે હાથે ધર્મકાર્ય થાય. એથી વધારે મારે માગવાનું શું રહ્યું? ધર્મ પર જેનું લક્ષ ચોટ્યું છે તેને કશી વસ્તુ દુર્લભ નથી." બ્રહ્માએ કહ્યું: "તારી મરજી પ્રમાણે થશે. તે ઉપરાંત હું તને ચિરંજીવ બનાવું છું."

છેલ્લે કુંભકર્ણનો વારો આવ્યો. રાવણ રાજસી સ્વભાવનો હતો. તેણે રાજસી માણસ માગે એમ અપાર બળની માગણી કરી. વિભીષણે એના નિર્મળ અને સાત્ત્વિક સ્વભાવને છાજે એવી ધર્મબુદ્ધિ માગી લીધી. કુંભકર્ણ રહ્યો તામસી. એને મોજમજા અને એશઆરામ જોઈએ. એને થયું કે આપણે હાડકું હલાવવું ન પડે અને બેઠેબેઠે જાતજાતનાં મિષ્ટાન્ન મળે અને નિરાંતે ઊંઘવાનું મળે એવું કંઈક માગી લેવું. એની નજર ઇંદ્રાસન તરફ વળી. પછી વળી વિચાર થયો કે ઇંદ્રાસન લઈએ તો પાછું રાજ્ય સાચવવાનું હોય, દેવોને હુકમ કરવાનો હોય. અરે, એવી અનેક બલાઓ ચોંટેલી હોય. આપણે ક્યાં એ બધું કરતા ફરીએ? આપણને તો નિરાંતે ઊંઘવા અને ખાવા મળે તો ઠીક. નહિ કંઈ લેવા કે દેવા. માટે આપણે તો નિદ્રાસન જ માગી લેવું.

બ્રહ્માને કહીશું કે વરસે દહાડે બે દિવસ ઊઠવા દે. તે વખતે સારી પેઠે છ મહિના ચાલે એટલું ખાઈ લઈશું. રોજરોજ ખાવાપીવાની પણ કોણ તસ્દી લે?

આમ કુંભકર્ણના મનમાં ઇંદ્રાસન માગવું કે નિદ્રાસન, એની ગડમથલ ચાલતી હતી ત્યાં તો બ્રહ્મા આવી પહોંચ્યા. "કેમ અલ્યા કુંભકર્ણ, તારે શું જોઈએ છે? માગ માગ, માગે તે આપું." કુંભકર્ણના મનમાં તો ઇંદ્રાસન કે નિદ્રાસન એ ગડભાંજ ચાલતી રહી હતી. ત્યાં ઓચિંતો બ્રહ્માનો અવાજ કાને પડ્યો અને મોઢામાંથી નીકળી ગયું. "નિદ્રાસન". બ્રહ્માએ કહ્યું: "તથાસ્તુ".

આમ ત્રણે ભાઈઓને તૃપ્ત કરીને બ્રહ્મા અંતર્ધાન થયા.

ઉગ્ર–કડક
લોકપાલ–દિશાઓના રખવાળ
ઉત્પાત–ઉથલપાથલ; તોફાન
ક્ષોભ–ખેદ
વેદાધ્યયન–વેદનો અભ્યાસ
આરાધના–ઉપાસના

## ૨

# રાવણની નફ્ટાઈ

બ્રહ્માની પાસેથી વર મેળવીને ઘેર ગયા પછી રાવણને રાજ્ય કરવાની ઇચ્છા થઈ. લંકામાંથી નાસી ગયેલા રાક્ષસોને તેણે ભેગા કર્યા અને તેમનું એક મોટું લશ્કર લઈને લંકા પર ચડાઈ કરી, કુબેરને હરાવી લંકામાંથી હાંકી કાઢયો, તેની પાસેથી પુષ્પક વિમાન પણ ઝૂંટવી લીધું, અને લંકામાં પોતાનું રાજ્ય સ્થાપ્યું. મય નામના એક દાનવે પોતાની પુત્રી મંદોદરીને રાવણની સાથે પરણાવી. તેનાથી મેઘનાદ

નામનો એક પુત્ર થયો. મેઘનાદ તેના પિતાના જેવો જ બળવાન હતો. થોડા વખતમાં રાવણનું રાજ્ય સારી પેઠે જામી ગયું. તેણે દેવોને પણ હરાવી તેમને પોતાના ચાકર બનાવ્યા. ત્રિલોકમાં તેની સામે માથું ઊંચકી શકે એવું કોઈ રહ્યું નહિ.

રાવણનો ગર્વ હવે બહુ વધી ગયો. એનાથી શાંત બેસી શકાતું નહિ. કોઈ ને કોઈ લડનાર જોઈએ એમ તેને થવા લાગ્યું. એની એ ચિંતામાં એને નિરાંતે ઊંઘ પણ ન આવતી. દિવસ અને રાત લડાઈના જ વિચાર એના મગજને ઘેરી રાખતા. આખરે પોતાની સાથે બાથ ભીડી શકે એવા કોઈ બળિયાની શોધમાં તે નીકળી પડ્યો. ઘણા દિવસ સુધી ફર્યો છતાં એને કોઈ બરોબરિયો ન મળ્યો. એક વાર રસ્તામાં તેને નારદજી સામા મળ્યા. નારદજીએ પૂછ્યું: "કેમ રાવણ, આમ શ્વાસભર્યો ક્યાં દોડ્યો જાય છે?" રાવણે જવાબ આપ્યો: "મહારાજ મારી સાથે લડી શકે એવો કોઈ બળિયો બતાવો. મારાથી લડ્યા વિના રહેવાતું નથી." નારદ કહે: "પશ્ચિમ સમુદ્રમાં શ્વેત નામનો એક ટાપુ છે. ત્યાં તારી ઇચ્છા તૃપ્ત કરે એવો પુરુષ તને મળી આવશે."

રાવણે નારદની રજા લીધી અને શ્વેતદ્વીપનો રસ્તો લીધો. શ્વેતદ્વીપ પહોંચ્યો ત્યાં દરિયાકિનારે તેણે સ્ત્રીઓનાં ટોળાં ને ટોળાં ફરતાં જોયાં. એ સ્ત્રીઓની પાસે જઈને રાવણે કહ્યું: "હું લંકાનો રાજા રાવણ છું. મેં આખી દુનિયાને જીતી છે. દેવતાઓ પણ મારા દાસ બની રહ્યા છે. મારું નામ માત્ર સાંભળતાં ત્રણે લોકનાં પ્રાણીઓ ભયથી કંપી ઊઠે છે. તમે ઘેર જાઓ અને તમારા પતિઓને મારા

આવ્યાની ખબર આપો. હું તમારા પતિઓને જીતીને ગુલામ બનાવી દઈશ અને પછી તમને બધાંને ઉપાડી મારે ઘેર લંકામાં લઈ જઈશ."

રાવણનાં આવાં અભિમાનનાં વચન સાંભળી સ્ત્રીઓને બહુ ક્રોધ ચડયો. તેમાંની એક ઘરડી ડોસી ધીમે રહીને રાવણ પાસે ગઈ, તેનો એક પગ ઝાલ્યો અને તેને લઈને આકાશમાં ઊડી ગઈ. ઘણી વાર સુધી આકાશમાં રહ્યા પછી તેણે રાવણને સમુદ્રની વચ્ચોવચ એટલા જોરથી પટક્યો કે રાવણ બેભાન થઈ ગયો અને ઠેઠ પાતાળમાં ઊતરી પડયો. બ્રહ્માનું એને વરદાન હતું એટલે એનું મરણ તો ન નીપજ્યું. મૂર્છા વળી એટલે તે ફરીથી ઊઠયો અને સિંહગર્જના કરતો નાગલોકમાં ગયો અને નાગલોક પર વિજય મેળવ્યો.

ત્યાંથી આગળ ચાલતાં વિરોચનના પુત્ર બળિરાજાનું રાજ્ય આવ્યું. બળિએ રાવણનું સ્વાગત કર્યું અને પાતાળમાં આવવાનું કારણ પૂછ્યું. રાવણે કહ્યું: "મારી સાથે લડી શકે એવા કોઈ બળિયાની શોધમાં હું નીકળ્યો છું. મેં આખી દુનિયાનું આધિપત્ય મેળવ્યું છે. પણ હવે એક વિષ્ણુ બાકી રહ્યો છે તેને પરાસ્ત કરવાની મારી આકાંક્ષા છે." બળિએ કહ્યું: "તમે યુદ્ધ કરવા નીકળ્યા છો માટે મારા દાદા હિરણ્યકશિપુનાં કવચ અને કુંડળ છે તે પહેરી જાઓ. એ તમને બધે વિજય અપાવશે." રાવણ હોંસભર્યો કવચકુંડળ લેવા આગળ ધસ્યો. પણ કવચકુંડળમાં એટલો ભાર હતો કે તેનાથી તે ઊંચાં સુધ્ધાં ન થઈ શક્યાં. રાવણ ભોંઠો પડી ગયો. બળિએ કહ્યું: "કેમ, આ જોરે વિષ્ણુ પર વિજય મેળવવો છે કે? હિરણ્યકશિપુનાં આટલાં કવચ અને કુંડળ

પણ તારાથી નથી ઉપાડી શકાતાં તો જેણે એ હિરણ્યકશિપુને ક્ષણવારમાં ધૂળમાં રગદોળી નાંખ્યા તે વિષ્ણુને તારાથી કેમ જીતી શકાશે?"

રાવણનું મોં ઉતરી ગયું હતું, એનો ગર્વ ગળી ગયો હતો. તેણે કંઈ પણ બોલ્યાચાલ્યા વગર ઘરનો રસ્તો લીધો. પોતાની ફજેતીનો વિચાર કરતાં તેને ખૂબ શરમ આવવા લાગી. છતાં પુરુષાર્થ છોડી ઘેર બેસવું તેમાં તેને કાયરતા લાગી. તેથી તેણે ફરીથી પર્યટન શરૂ કર્યું. ચાલતે ચાલતે કેટલેક દિવસે તે પંપા સરોવર પાસે આવી પહોંચ્યો. સરોવરનું નિર્મળ નીર, તેમાં ખીલી રહેલાં મનોહર કમળની હારો વચ્ચે ફરતા રઢિયાળા શ્વેત હંસ, સરોવરના કિનારા પર આવેલાં રમ્ય વૃક્ષો, સરોવરમાં પડતી એ ઝાડોની સુંદર છાયા, અને સુગંધી પવનથી સરોવરના પાણી પર આવતી ઝીણી લહેરો, એ બધું જોઈને રાવણને અપૂર્વ આનંદ થયો. થોડી વાર સરોવરને તટે વિસામો લેવાનો વિચાર કરી તે સામે કિનારે આવેલાં ઝાડ તરફ જવા લાગ્યો.

દૂરથી જુએ છે તો એક વિશાળ વૃક્ષ નીચે એક મહાકાય વાનર ધ્યાન ધરી રહ્યો છે. એનું શરીર સ્થિર છે. એનાં નેત્ર પણ બંધ છે. એ ઊંડી સમાધિમાં પડયો હોય એમ જણાય છે. રાવણ તે વાનરની પાસે ગયો અને ખડખડ હસવા લાગ્યો. જરા રહીને તેણે વીસે હાથથી ખૂબ જોરથી તાળી પાડી. વાનરની પાંપણો જરાક ફરકી અને ફરી મીંચાઈ ગઈ. રાવણની સામે ક્રોધ કરે તો ધ્યાનમાં વિઘ્ન આવે અને તપ વિફળ જાય એમ જાણીને વાનર મૂક રહ્યો અને જાપ જારી રાખ્યો.

રાવણે ફરી ત્રાડ મારી કહ્યું: "અરે ભેઠ રે બગભગત, જોયો મોટો તપસી થયો છે તે. મને જીતે ત્યારે તો તારું તપ ખરું. મારી સાથે લડવા આવી જા, નહિ તો હું તને લાતભેગો ભેથલાવી જ પાડું છું."

વાનર વાલીએ કહ્યું: "ભાઈ, તું તો મોટો છે; તારા બળના શા વાદ? પણ જરા મને સૂર્યદેવને અંજલિ આપી દેવા દે, પછી હું તારા લડવાના કોડ પૂરા કરીશ."

રાવણનો ક્રોધ હવે દબાઈ શક્યો નહિ. તે ગર્જના કરી કહેવા લાગ્યો: "અલ્યા મૂર્ખા, કેમ બકવાદ નહિ છોડે કે? જોઉં છું હવે તું અંજલિ કેમ આપે છે તે." રાવણ વાલી સામે ધસ્યો. વાલીએ વિચાર કર્યો, આને મહાદેવનું અને બ્રહ્માનું રક્ષણ છે એટલે એનું મરણ તો નીપજે એમ નથી. છતાં એને સ્વાદ તો ચખાડી દેવો જોઈએ જેથી એનો મદ ઊતરે. રાવણ પાસે આવી ગયો એટલે ગુપચુપ ધારે રહીને વાલીએ તેને પકડ્યો, કાખમાં ઘાલી દીધો અને જાપ શરૂ કર્યો.

રાવણ ખૂબ મૂંઝાયો. કાખમાં પરસેવાની નાક ફાડી નાંખે એવી દુર્ગંધ ઊઠવા માંડી. પણ લાચાર. તેણે વાલીને બચકાં ભરવા માંડ્યાં. જાણે કાખમાં જૂ ભરાઈ સળવળતી હોય એમ વાલીએ તે તરફ લક્ષ જ આપ્યું નહિ. જાપ પૂરો થઈ રહ્યા પછી વાલીએ સૂર્યનારાયણને અંજલિ આપવા હાથ ઊંચા કર્યાં કે રાવણ છૂટી નાસવા લાગ્યો. બિલાડી ઊંદરને ઝાલે તેમ વાલીએ તેને પકડી પાડ્યો અને ઘેર લઈ જઈ પોતાના પુત્ર અંગદને પારણે રમકડું બાંધે એમ બાંધી દીધો. આવા દસ માથાં અને વીસ હાથવાળા વિચિત્ર

પ્રાણીને જોવામાં અને એને પારણામાંથી ઉછળી ઉછળીને લાતો મારવામાં અંગદને અપરંપાર મજા પડી. રાવણ તો ખૂબ ગભરાતો હતો અને કેમે કરી છુટકારો થાય એમ ઇચ્છતો હતો. એક દિવસ અંગદની મા તારાને રાવણની દયા આવી અને તેણે એને છોડી મૂકયો. રાવણ ત્યાંથી જીવ લઈને નાઠો. છતાં એણે મામ મૂકી નહિ. એનો મદ હજુ ન ઊતર્યો. એને એમ હતું કે મને બ્રહ્માએ અભયદાન દીધું છે પછી મને આંગળી ચીંધી શકે એવો કોણ જગતમાં પડયા છે?

કિષ્કિંધાથી તેણે ઉત્તર દિશાનો માર્ગ લીધો. માર્ગમાં આપણી નર્મદા નદી આવી. નદીના તટ ઉપર એક વિશાળ શહેર હતું. સહસ્રાર્જુન નામના મહાપરાક્રમી રાજા ત્યાં રાજ્ય કરતો હતો. નર્મદાના જે ભાગ પર રાવણ આવ્યો હતો તે ભાગ રાજા અને તેની રાણીઓને વિહાર કરવા માટે અલગ રાખવામાં આવ્યો હતો. બીજા કોઈને પણ ત્યાં આવીને નાહવાની રજા ન હતી. રાજાની આજ્ઞાનો ભંગ કરનારને દેહાંતદંડની શિક્ષા થવાનો ભય હતો એટલે જાણીબૂજીને જીવ ખોવા કોઈ તૈયાર થતું નહિ.

નદીને કાંઠે એક શિવાલય હતું ત્યાં શિવલિંગની પૂજા કરવાની ઇચ્છાથી રાવણ રોકાયો અને નર્મદામાં સ્નાન કરવા પડયો. વીસ ભુજા અને પહાડ જેવા શરીરના ચલનવલનથી થોડીવારમાં નર્મદાનું પાણી ડહોળાઈ ગયું. એટલામાં રાજા સહસ્રાર્જુન રાણીઓ સાથે રેવાસ્નાન કરવા આવી પહોંચ્યો. નદીનું પાણી ડહોળાઈ ગયેલું જોઈ એને નખથી શિખ સુધી ઝાળ ચડી અને પોતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરનારને શાસન

દેવાનો નિશ્ચય કરી હોઠ પીસતો તે રાવણ તરફ ધાયો અને રાવણને પકડી પાડ્યો. પાણીની બહાર કાઢી ઘસડતો ઘસડતો સહસ્રાર્જુન રાવણને શહેરમાં લઈ ગયો અને તેને ઘોડારમાં બાંધી દીધો.

રાજાએ એક દસ માથાવાળા જાનવરને લાવી ઘોડારમાં પૂર્યું છે એમ સાંભળી લોકોનાં ટોળાં પર ટોળાં એ વિચિત્ર પ્રાણીને જોવા ઊલટવા લાગ્યાં. કોઈ કોઈ તોફાની છોકરા તો ઘડી મજાક કરી લેવા રાવણ પર કાંકરા પણ નાખવા લાગ્યા. રાવણ તો મનમાં ઘણુંયે ચિડાય, મનમાં ને મનમાં સહસ્રાર્જુન પર ગાળોનો વરસાદ વરસાવે, પણ કરે શું? રાજાએ ઘણી વાર નામ પૂછી જોયું છતાં રાવણે નામ ન આપ્યું. એમ વર્ષો વીતી ગયા પછી વિશ્રવા ઋષિને આ વાતની ખબર પડી. તેઓ સહસ્રાર્જુન પાસે આવ્યા અને તેને વીનવીને રાવણને છોડાવી ગયા. રાવણ વીલું મોઢું લઈને ઘેર ગયો.

| | |
|---|---|
| શ્વાસભર્યો—હાંફતોહાંફતો | મહાકાય—કદાવર |
| પરાસ્ત કરવું—હરાવવું | મૂક—મૂંગો |
| આધિપત્ય—ઉપરીપણું | અંજલિ આપવી—ખોબો ભરીને પાણી, ફૂલચંદન ઇ૦નો અર્ઘ આપવો |
| પુરુષાર્થ—ઉદ્યમ | માન—ગર્વ; અભિમાન |
| પર્યટન—મુસાફરી | શાસન—દંડ |
| અપૂર્વ—કદી ન થયેલું | |

૩

# લોહીનો ઘડો

આટલી વાર માનભંગ થયા છતાં વિષ્ણુને જીતવાની રાવણની ઇચ્છા શમી નહોતી. તેણે જોઈ લીધું કે વિષ્ણુ તો કદી પણ સામે મોંએ લડવા આવે એમ નથી, તેથી વિષ્ણુના રક્ષણે રહેલા ઋષિઓને પીડવા, તો જ વિષ્ણુ થાકશે અને લડવા નીકળશે. આ ધારણાથી પોતાના રાજ્યમાં જે ઋષિઓ રહેતા હતા તેમની પાસેથી કર ઉઘરાવવાને તેણે રાક્ષસોને મોકલ્યા.

ઋષિઓ તો જંગલમાં પર્ણકુટી બાંધીને રહેનારા, કંદમૂળ અને નીવાર ખાઈને ગુજારો કરનારા અને રાતદિવસ ધ્યાનમાં નિમગ્ન રહેનારા, તે પૈસા ક્યાંથી લાવે? કર લેવા આવેલાં માણસોને ઋષિઓએ લોહીનો એક ઘડો ભરી આપ્યો અને કહ્યું: "હજુ સુધી કોઈ પણ રાજાએ અમારી પાસેથી કર માગ્યો નથી. અમારા તપના પુણ્યમાંથી મળતા ભાગથી જ સૌએ સંતાપ માન્યો છે. રાવણની બુદ્ધિ બગડી

છે. એને દુષ્ટોની સંગત લાગી છે. ખરે જ એનો વિનાશકાળ આવી પહોંચ્યો છે, નહિ તો એને આવી વિપરીત બુદ્ધિ ન જ સૂઝે. અમારી પાસે કરના પૈસા તો નથી. આ ઘડો આપીએ છીએ તે લઈ જાઓ અને રાવણને કહેજો કે આ ઘડો તું જે દિવસે ઉઘાડીશ તે જ દિવસે તારો અને તારા સકળ પરિવારનો નાશ થશે."

દૂતો ઘડો લઈને રાવણ પાસે આવ્યા. ઋષિઓનો સંદેશો સાંભળીને રાવણ ગભરાયો અને એ ઘડાને ઠેકાણે કરવાનો ઉપાય વિમાસવા લાગ્યો. તેણે દૂતોને બોલાવ્યા અને કહ્યું : "આ ઘડો લઈ જાઓ અને અહીંથી ઉત્તર દિશાએ વિદેહ દેશમાં જનક રાજાનું રાજ્ય છે ત્યાં દાટી આવો." દૂતો ગયા. રાવણના જીવને ટાઢક વળી. એક વાર જનકે ભરી સભામાં વાદવિવાદમાં પોતાને હરાવ્યો હતો તેનું આ ઠીક વેર લેવાયું એમ માની રાવણને સંતોષ થયો.

દૂતોએ ઘડો જનકના રાજ્યમાં દાટી દીધો; પછી રાજ્યમાં બાર વર્ષનો ભારે દુકાળ પડ્યો. અનાજપાણી વિના હજારો જીવો તરફડી તરફડીને મરવા લાગ્યા. સર્વત્ર હાહાકાર થઈ રહ્યો. રાજાને ચિંતા બેઠી અને તેમણે ઋષિઓને ભેગા કરી દુકાળનું કારણ અને તેના નિવારણના ઉપાય વિષે પૂછ્યું. ઋષિઓએ કહ્યું : "તું યજ્ઞ કર અને સોનાના હળથી જમીનને ખેડ." રાજાએ યજ્ઞ કર્યો; અને સોનાના હળથી પૃથ્વી ખેડી જોઈ ત્યાં તરત જ ધરતીમાંથી એક રત્નજડિત અને તેજથી ઝળહળતું સિંહાસન નીકળી આવ્યું. સિંહાસન પર દેવીસમી રૂપવતી અને તેજસ્વી એક બાળા મધુર સ્મિત કરતી બેઠેલી હતી. રાજાએ અત્યંત હર્ષથી બાળાને ઊંચકી

લીધી અને સિંહાસન ઉપડાવીને ઘેર ગયો. તે પછી મનમાનતો મેઘ વરસ્યો, તે વર્ષે કદી પણ ન ઊતરેલો એવો સુંદર પાક ઊતર્યો અને આખા રાજ્યમાં લીલાલહેર થઈ રહી.

બાળા તો દિવસે દિવસે રૂપ અને ગુણમાં વધવા લાગી અને સૌ કોઈને પ્રિય થઈ પડી. જનકે એને પુત્રી કરીને રાખી અને જીવની પેઠે એનું જતન કરવા લાગ્યા. જનકની પુત્રી એટલે લોકો તેને જાનકી કહેતા. એક દિવસ નારદમુનિ જનકને ત્યાં આવ્યા, તેમણે એ બાળાને હળના ચાસમાંથી ઉત્પન્ન થયેલી જાણી તેનું નામ સીતા (સીતા=ચાસ) પાડ્યું. સીતા મોટી થવા લાગી અને એમ વર્ષો વહેવા લાગ્યાં.

નીવાર—નવારના ચોખા પરિવાર—કુટુંબકબીલો

૪

# ક્ષત્રિય બ્રાહ્મણ

જે સમયની આપણે વાત કરીએ છીએ તે સમયે હિંદુસ્તાનમાં નાનાંમોટાં ઘણાં રાજ્યો હતાં. રાજાઓ બધા ક્ષત્રિય જાતિના હતા. આર્ય લોકોએ જે ચાર વર્ણની વ્યવસ્થા રચી હતી તેમાં દેશનું રક્ષણ કરવાનું કામ ક્ષત્રિય જાતિને સોંપવામાં આવ્યું હતું. બ્રાહ્મણોનું કામ વેદ, શાસ્ત્ર વગેરે ભણી ધર્મનું રહસ્ય સમજી લઈ તેને વંશપરંપરા ટકાવી રાખવાનું હતું. સમાજની વ્યવસ્થા કેમ

કરવી, લોકોના રીતરિવાજોમાં અને આચારવિચારમાં કેવા ફેરફાર દાખલ કરવા તે નક્કી કરવાનું કામ બ્રાહ્મણોનું હતું. રાજાએ ધર્મને અનુસરીને જ રાજ્ય ચલાવવું જોઈએ એવો રિવાજ હતો તેથી ધર્મની બાબતમાં રાજાને સલાહ આપવી એ પણ ધર્મ જાણનારા બ્રાહ્મણોનું *વધારાનું કામ હતું. બ્રાહ્મણો સમાજમાં શ્રેષ્ઠ ગણાતા અને બીજા ત્રણ વર્ણો તેમને પૂજ્ય ગણીને માન આપતા.

પણ આપણે જે સમયની વાત કરીએ છીએ તે સમયે ક્ષત્રિયો પોતાની સત્તાના મદમાં ધર્મ ભૂલીને ઉન્મત્ત બની ગયા હતા. રાજકાજમાં ધર્મનું પાલન કરવાની તેમની વૃત્તિ ધીરે ધીરે શિથિલ થવા લાગી હતી, અને તેથી ધર્મનો ઉપદેશ કરનાર બ્રાહ્મણો તરફનો તેમનો પૂજ્યભાવ પણ ઓછો થતો જતો હતો. રાજાઓ ધર્મમાર્ગનું પાલન કરતા બંધ થશે તો પાપ વધી જશે અને સમાજમાં જે સુંદર વ્યવસ્થા ચાલતી આવી છે તેમાં ભંગાણ પડશે એ વિચારથી બ્રાહ્મણોને બહુ દુઃખ થતું હતું. રાજાઓનો મદ ઊતરે અને તેઓ ઠેકાણે આવી જાય એવી તેમને ઘણી ઇચ્છા હતી. પણ મદોન્મત્ત થયેલા ક્ષત્રિય રાજાઓ બ્રાહ્મણોની આજીજીઓને કે ઉપદેશને દાદ દે એમ તો હતું જ નહિ. આજીજી કે ઉપદેશ સિવાય બીજો માર્ગ હતો મારનો. પણ બ્રાહ્મણો પાસે નહોતું પૂરતું બાહુબળ કે નહોતા ક્ષત્રિઓને યુદ્ધમાં નમાવી શકે એવા કોઈ સુભટો. એટલે બ્રાહ્મણો નિરુપાય થઈને વિમાસણ કરતા બેસી રહ્યા હતા.

આ વખતે જમદગ્નિ નામના એક ઋષિ હતા. તેમને અનેક પુત્રો હતા. તેમાંના એકનું નામ પરશુરામ હતું.

પરશુરામને નાનપણથી જ લડાઈનો શોખ હતો. બ્રાહ્મણ છતે તેનામાં ક્ષત્રિયના બધા ગુણ જન્મથી જ આવેલા હતા. પિતાની પાસે વેદાધ્યયન કરવાની સાથે સાથે જ તેણે યુદ્ધકળાનો પણ અભ્યાસ કરી લીધો. થોડા વખતમાં તે યુદ્ધકળામાં નિપુણ ગણાવા લાગ્યો. પરશુરામ નિશાન ચૂકે એ તો અશક્ય વાત ગણાવા લાગી. પણ પરશુરામનું સૌથી વહાલું હથિયાર તો પરશુ (ફરસી) હતું. બન્ને નાની તીક્ષ્ણ ધારવાળી ચકચકતી કુહાડી હોય, ઉપર સૂર્યનો પ્રકાશ પડતો હોય તેથી કુહાડીમાંથી તેજના અંબાર ઝરી રહ્યા હોય, અને પરશુરામની ભવ્ય અને તેજસ્વી મૂર્તિ પુરપાટમાં જતી હોય તે વખતે પગ નીચેની ધરણી ધમધમી જતી, અને શુંયે નવાજૂની થઈ જશે એવો લોકના મનમાં ડર પેસી જતો. લોકો એને અગ્નિનો અવતાર માનતા. આવો પરાક્રમી પુત્ર ઉત્પન્ન થયો છે તે કોઈ દિવસ ક્ષત્રિયોને નમાવશે અને બ્રાહ્મણ જાતિની ચિંતાનું નિવારણ કરશે એ વિચારથી પરશુરામના પિતા હમેશાં આનંદમાં મગ્ન રહેતા. એક દિવસ તેમણે પુત્રને પાસે બોલાવી ક્ષત્રિયોના ગર્વની વાત કરી, એક ઉદ્ધત ક્ષત્રિયે પોતાનું અપમાન કરેલું તેની યાદ આપી બ્રાહ્મણોનું દુઃખ વર્ણવી બતાવ્યું અને ક્ષત્રિયોને શાસન દેવાની આજ્ઞા કરી.

પરશુરામ જેવા પિતૃભક્ત તો ભાગ્યે જ કોઈ હશે. પિતાનો એક પણ બોલ એવો નહિ હોય કે જેને પરશુરામે પડતાંની સાથે ઝીલી લીધો ન હોય. પરશુરામના પિતા બહુ ક્રોધી હતા. જાણે દુર્વાસાના બીજા ભાઈ. સહેજસહેજમાં ક્રોધે ભરાઈ જાય. એક દિવસ પરશુરામની મા રેણુકાથી

કંઈ અપરાધ થયો. જમદગ્નિએ પુત્રોને હુકમ કર્યો કે રેણુકાનો શિરચ્છેદ કરી નાંખો. માનો શિરચ્છેદ કરવા કોણ તૈયાર થાય? આખરે પિતૃભક્ત પરશુરામ ઊઠ્યા અને આંખમાંથી ચોધાર આંસુ વહેતાં છતાં કઠણ કાળજુ કરીને પરશુથી માનું ડોકું ઉડાવી દીધું. પિતાની આજ્ઞાને પરશુરામે માના પ્રેમ કરતાં અધિક ગણી.

પિતાની આજ્ઞા થતાં પરશુરામે ક્ષત્રીવટ સ્વીકારી અને ક્ષત્રિયો પર વિજય કરવા નીકળ્યા. પિતાએ આશીર્વાદ આપ્યો. બીજા બ્રાહ્મણોએ પણ હર્ષથી ઊભરાતે હૃદયે પરશુરામનો વિજય ઇચ્છયો. પરશુરામ ચાલ્યા. બળવાન અને યુદ્ધમાં કસાયેલા ક્ષત્રિયોને હરાવવા માટે હથિયાર પણ અદ્‌ભુત જોઈએ, તેથી તે કૈલાસ ગયા અને શિવની આરાધના કરી. શિવ પ્રસન્ન થયા અને પરશુરામને પોતાનું ત્ર્યંબક નામનું મોટું ધનુષ્ય આપ્યું.

ધનુષ્ય લઈને પરશુરામ ક્ષત્રિયો પર હલ્લો કરવા ચાલ્યા. હલ્લો શરૂ થયો. એક પછી એક ક્ષત્રિયનાં મરણ નીપજવા લાગ્યાં. જેઓ બાહુબળના ગર્વથી ઊંચાઊંચા કૂદતા હતા તે બધા પરશુરામને હાથે ધૂળમાં રગદોળાઈ ગયા. તે વખતના સર્વથી બળવાન ક્ષત્રિય સહસ્રાર્જુન ગણાતો હતો. તેને હજાર તો હાથ હતા. સહસ્રાર્જુન અને પરશુરામ વચ્ચે ઘોર સંગ્રામ થયો. પરશુરામે પોતાની કુહાડીથી જેમ શેરડીના સાંઠા વાઢી નાંખે તેમ સહસ્રાર્જુનના હજાર હાથ છેદી નાંખ્યા.

ક્ષત્રિયોમાં હાહાકાર થઈ ગયો. પરશુરામે એકવીસ વાર હલ્લા કર્યા અને ક્ષત્રિયોનો કચ્ચરઘાણ વાળી નાંખ્યો.

ક્ષત્રિયોના લોહીની નદીઓ ચાલી રહી. એ લોહીથી પરશુરામે પાંચ વિશાળ સરોવરો ભર્યાં. જે કોઈ ગણ્યાગાંઠ્યા ક્ષત્રિયો ધર્મનું યથાવિધિ પાલન કરતા હતા તેટલા જ આ મહાસંહારમાંથી બચવા પામ્યા.

સમાજ—જનસમૂહ યથાવિધિ—વિધિ પ્રમાણે

## ૫

## શિવધનુષ

ક્ષત્રિયોનો સંહાર કર્યા પછી પરશુરામ તપશ્ચર્યા કરવા માટે હિમાલય જવા નીકળ્યા. રસ્તામાં મિથિલાનગરી આવી. મિથિલા તે જનકની રાજધાની હતી. જનક એ અત્યંત ધર્મનિષ્ઠ અને જ્ઞાની રાજા હતા. અનેક બ્રાહ્મણોને જનકનો આશ્રય હતો. જનકના દરબારમાં વારંવાર વિદ્વાન બ્રાહ્મણોની ગંજાવર સભાઓ થતી અને બ્રહ્મજ્ઞાનના અનેક વિષયો ચર્ચાતા. રાજા પોતે પણ એ ચર્ચામાં રસથી ભાગ લેતા. તેમની વિદ્વત્તા આગળ ભલભલાને નીચું જોવું પડે એમ હતું.

એ રીતે જનકનું નગર તે કાળનું વિદ્યાનું મધ્યસ્થળ બની ગયું હતું. કોઈ પણ વિદ્વાન એ નગરની મુલાકાત લીધા વિના રહેતા નહિ. મિથિલાની પાસે આવતાં પરશુરામને પણ થયું કે જનકને મળીને જાઉં તો ઠીક. એમ વિચાર કરી તે નગરમાં પેઠા અને જનકને ઘેર ગયા. શિવધનુષ બારણા

આગળ મૂકી રાજાને મળવા મહેલમાં પેઠા. રાજાએ આદરથી તેમનું પૂજન કર્યું. બે જણ ઘણો વખત બેઠા, અનેક વિષય પર વાર્તાલાપ કર્યો અને ખૂબ આનંદ લીધો.

પરશુરામ જવા નીકળ્યા અને બારણે આવ્યા ત્યાં ધનુષ ન મળે. આસપાસ ખોળ કરી તો આંગણામાં એક નાનકડી બાળા ધનુષ્યનો ઘોડો કરીને ફરતી હતી અને બીજી બહેન-પણીઓને પોતાનો નવો ઘોડો બતાવી બતાવીને હરખથી ફુલાતી હતી. ઋષિને અને રાજાને આવતા જોઈ બાળા શરમાઈ ગઈ અને ઘોડો નાખી દઈને ઘરમાં દોડી ગઈ. બાળાને જોઈ પરશુરામનું હૃદય પ્રફુલ્લિત થયું. રાજા પાસે ઊભા હતા. તેમની આંખમાં પાણી આવી ગયું.

પરશુરામે પૂછ્યું: "જનક, આ બાળા કોણ છે?"

જનકે જવાબ દીધો: "મહારાજ, એ મારી પુત્રી સીતા છે, ધરણીમાતાએ એને જન્મ આપ્યો છે."

"જનક, તું ખરેખર ભાગ્યશાળી છે. આ બાળા સાચે જ અલૌકિક છે. આ શિવજીએ મને આપેલું ત્ર્યંબક ધનુષ છે. શિવજી પોતે ને બીજો હું એ સિવાય એ ધનુષને ઉપાડવાની પણ તાકાત જેનામાં હોય એવો કોઈ પુરુષ આ દુનિયામાં જીવતો જાણ્યો નથી. એ ધનુષને આ સાત વર્ષની બાળા આમ ફૂલની માફક ફેરવી રહી છે એથી બીજું અદ્ભુત શું કહેવાય? એ બાળકી તો કોઈ સ્વર્ગલોકની દેવી હશે કાં તો સાક્ષાત્ શક્તિનો અવતાર હશે. રાજા, હું તને એટલું તો કહું છું કે એને માટે વર જુએ તે એને યોગ્ય હોય એવો જ જોજે. કોઈ મહાપરાક્રમી ક્ષત્રિય સુભટ હોય તેના હાથમાં આ કન્યારત્નને સોંપજે. આ

ધનુષ તું રાખ. એ ધનુષ પર બાણ ચડાવી શકે એવાને તું આ કન્યા આપજે."

આમ કહીને પરશુરામ વિદાય થયા. જનકે એક વિશાળ રત્નજડિત આસન બનાવડાવ્યું અને તેના પર ધનુષને ગોઠવી દીધું. રાજા રોજ તેની પૂજા કરતા અને પરશુરામના વચનનું સ્મરણ કરતા. થોડા વખતમાં ધનુષની વાત દેશદેશાંતરમાં ફેલાઈ ગઈ.

સીતા જેવી કાંતિમાન કન્યાને પરણવાની ઇચ્છાથી દેશદેશથી આવીને ક્ષત્રિયો ધનુષ પર બાણ ચડાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. કેટલાક તો ધનુષ પર બાણ ચડાવવું એ રમત વાત છે એમ માની હરખભેર આવતા. પણ ધનુષ જોઈને જ ઢીલા થઈ જતા અને વીલે મોઢે પાછા ફરતા. કેટલાક એથી જરા વધારે બળિયા હતા તે આવીને ધનુષને હલાવતા અને હલાવતામાં જ હાંફી જઈ કપાળે હાથ દઈ સીતાને વરવાની આશા મૂકી દેતા. આમ ઘણો વખત ગયો અને ઘણા ક્ષત્રિય સુભટો અને રાજામહારાજાઓ આવી ગયા, પણ કોઈથી ધનુષ ઊંચું સુધ્ધાં થઈ શક્યું નહિ.

એક વાર રાવણે આ વાત સાંભળી. અંગબળ બતાવવાનો ઘણા દિવસનો અભિલાષ પૂરો થશે એ વિચારથી મદમાતો થઈને તે મિથિલા આવી પહોંચ્યો. શહેર આગળ આવીને તેણે મોટી ગર્જના કરી અને જનકના મહેલ તરફ વળ્યો. લોકો ભયથી ધ્રૂજવા લાગ્યા અને સૌને લાગ્યું કે આ રાક્ષસ જરૂર સીતાને પરણી જશે.

જોતજોતામાં જનકના મહેલ આગળ રાવણનું પરાક્રમ જોવાને સેંકડો માણસ એકઠાં થઈ ગયાં. સીતાને ચિંતા

થવા લાગી કે આ વિચિત્ર દુષ્ટ રાક્ષસ ક્યાં આવી પહોંચ્યો ? રાવણે ગર્જના કરીને ધનુષને હાથ અડકાડ્યો અને આખા શરીરનું જોર કાઢીને તેને હચમચાવી નાંખ્યું. છતાં ધનુષ ઊંચું તો ન જ થયું. રાવણ ખિજાયો અને બે હાથે ધનુષને બાથ ભીડીને ખૂબ જોરથી ખેંચ્યું. ધનુષ ખેંચાયું તો ખરું, પણ રાવણ હેઠો પડી ગયો અને ધનુષ એની છાતી પર આવી પડ્યું. ધનુષના ભારથી રાવણ હાંફવા લાગ્યો. જોવા મળેલા લોક હસી પડ્યા અને ગર્વનું ઠીક ફળ મળ્યું છે એમ કહી કિકિયારીઓ કરવા લાગ્યા.

રાવણે હવે બરાડા પાડવા માંડ્યા. જનકે તરત જ બધા નોકરચાકરોને બોલાવી ધનુષે વળગાડ્યા. જ્યારે સેંકડો માણસોનું જોર ભેગું થયું ત્યારે ધનુષ છાતી પરથી હટ્યું અને રાવણ છૂટો થયો. તે ઝંખવાણો પડી ગયો હતો. ઊઠીને આડુંઅવળું જોયા વગર તેણે મૂઠીઓ વાળીને દોડવા માંડ્યું અને નગર બહાર નીકળી ગયો. લોકો હસતા હસતા વિખેરાઈ ગયા. ઘણા દિવસ સુધી લોકોમાં રાવણની વાત ચર્ચાતી રહી.

રાવણ જેવા મહાબળિયાનો પણ મદ ઊતર્યાની વાત સાંભળી ક્ષત્રિયોએ સીતાને પરણવાની અભિલાષા છોડી દીધી અને જનકને ત્યાં આવતા બંધ થયા.

# ૬

# પૃથ્વીની પીડ

ઋષિઓએ કરને બદલે લોહીનો ઘડો મોકલી પોતાનું અપમાન કર્યું હતું તે વાત રાતદિવસ રાવણના મનમાં ખટક્યા કરતી હતી. ઘડાને ઠેકાણે પાડી દીધા પછી તેણે ઋષિઓ પર વેર લેવાની તૈયારી કરી. ઋષિઓના તપમાં અને યજ્ઞયાગમાં વિઘ્ન નાંખવા માંડ્યાં, અને ઋષિઓને મારવા માંડ્યા. રાક્ષસોની સેનાઓને એ જ કામ કરવા દુનિયાના જુદા જુદા ભાગમાં મોકલી દીધી. રાક્ષસોએ આખી દુનિયામાં કાળો કેર વર્તાવ્યો. લોકો ઈશ્વરનું નામ લેતાં પણ ડરવા લાગ્યા. યજ્ઞયાગ બંધ થઈ ગયા. દેવોને યજ્ઞભાગ મળતો બંધ થયો એટલે તે પણ અકળાયા. પૃથ્વી પર ઠેર ઠેર અધર્મનું રાજ્ય ફેલાઈ ગયું. લોકો કહેવા લાગ્યા કે પરમેશ્વર ઊંઘે છે, નહિ તો આટલો અધર્મ થાય છે અને પ્રભુભક્તો પર પારાવાર દુઃખ આવી પડ્યું છે તે વખતે પણ અવતાર લઈને એ સંકટ કેમ કાપે નહિ?

પૃથ્વીથી આ પાપનો ભાર ન સહેવાયો. તે દેવતાઓને લઈને બ્રહ્મા પાસે ગઈ અને પોતાનું દુઃખ તેમની આગળ રડવા લાગી. બોલતાં બોલતાં તેની આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં. તે બોલી : "પ્રભુ, મારું દુઃખ કહ્યું જાય એમ નથી. મને નદી, પર્વત, સમુદ્ર એ બધાનો ભાર જરાયે લાગતો નથી. પણ આ અધર્મી રાક્ષસોનો ભાર મારાથી સહ્યો નથી જતો. મારો એ ભાર તમે ન ઉતારો તો કોણ ઉતારે? તમે હમેશાં દુખિયાંનું દુઃખ કાપતા આવ્યા છો તો મારું પણ કાપો."

બ્રહ્માએ પૃથ્વીને ધીરજ આપી અને કહ્યું : "હું તો રાવણને વરદાન આપી ચૂક્યો છું એટલે આ વાતમાં મારો ઉપાય નથી. પણ આપણે ક્ષીરસમુદ્રમાં શ્રીવિષ્ણુ ભગવાન રહે છે તેમની પાસે જઈએ. જેણે દેવોને અનેક વાર મદદ કરી છે તે ભીડભંજન દયાળુ વિષ્ણુ આ વેળા પણ આપણી વહારે ચડશે."

બ્રહ્માને આગળ કરીને પૃથ્વીસમેત દેવો વિષ્ણુ પાસે ગયા, તેમની સ્તુતિ કરી અને પોતાનું દુઃખ સંભળાવી દુનિયામાં અવતાર લઈ દુષ્ટોનો નાશ કરવાને વિનંતિ કરી. વિષ્ણુએ કહ્યું : "રાવણે બ્રહ્મા પાસેથી વરદાન લીધું છે તેમાં દેવ, દાનવ, યક્ષ, કિન્નર વગેરેને હાથે ન મરાય એમ માગ્યું છે. માણસજાતને તુચ્છ ગણીને રાવણે તેનું નામ નથી દીધું, માટે હું મનુષ્યજાતિમાં અવતાર લઈશ. અયોધ્યામાં દશરથ રાજા રાજ્ય કરે છે. એના પૂર્વજન્મમાં એની ભક્તિથી પ્રસન્ન થઈને મેં તેને ત્યાં પુત્ર થઈ અવતરવાનું વચન આપ્યું છે. તેથી હું તેની રાણી કૌસલ્યાને પેટે જન્મ લઈશ. આ

શેષનાગ અને મારાં શંખ અને ચક્ર રાજાની બીજી રાણીઓને પેટે અવતરશે. એ અવતારમાં હું જરૂર રાવણનો અને બીજા દુષ્ટ રાક્ષસોનો સંહાર કરીશ. તમે જાઓ અને હવે આ વિષે લેશ પણ ચિંતા ન કરતા."

દેવો વિષ્ણુને વંદન કરીને ચાલ્યા. રસ્તામાં બ્રહ્માએ તેમને કહ્યું : "તમે બધા દેવો પણ હવે વાનરજાતિમાં અવતાર લો, જેથી શ્રીવિષ્ણુને રાક્ષસોને મારવામાં સુગમતા પડે." બ્રહ્મલોકનો માર્ગ આવ્યો ત્યાં બ્રહ્મા છૂટા પડ્યા, પૃથ્વી પણ રાજી થઈને ગઈ, અને દેવો પણ સ્વર્ગે ગયા.

૭

# કિષ્કિંધામાં કલહ

હાલ મદ્રાસ ઇલાકામાં બેલ્લારી જિલ્લો છે તે ભાગમાં પ્રાચીન સમયમાં ઋષ્યમૂક પર્વત હતો અને તેની પાસે કિષ્કિંધા નગર હતું. આ પ્રદેશમાં વાનરોનો વાસ હતો. કિષ્કિંધામાં તેમની રાજધાની હતી. ત્યાંના વાનર રાજાને બે પુત્ર હતા — વાલી અને સુગ્રીવ. પિતાના મરણ પછી વાલીને ગાદી મળી. સુગ્રીવ મોટા ભાઈની પાસે રહી તેને રાજકાજમાં મદદ કરવા લાગ્યો. બંને ભાઈઓ અતુલ પરાક્રમી હતા. વાલી ઇંદ્રનો અને સુગ્રીવ સૂર્યનો અવતાર મનાતો. વાલીનું નામ તે કાળના યોદ્ધાઓમાં પ્રથમ પંક્તિમાં મુકાતું. એની સાથે બાથ ભીડવાની કોઈની હિંમત ચાલતી નહિ. રાવણને વાલીએ કાખમાં ઘાલ્યો અને કેદમાં

પૂર્યો એ વાત સાંભળી ત્યારથી વાલીનું નામ સાંભળતાં જ રાક્ષસોનાં ગાત્ર ઢીલાં થઈ જતાં. કોઈ કોઈ ગર્વિષ્ઠ રાક્ષસો ગર્વથી મદમાતા થઈને વાલી સામે આવતા તેમને વાલીના બાહુબળનો એવો સુંદર સ્વાદ મળતો કે તેમનો મદ ઊતરી જતો, અને ફરીથી તેમ કરવાની ખો ભૂલી જતા.

એક દિવસ એવું બન્યું કે રાત્રે બધા સૂઈ ગયા હતા. મધરાત થવા આવી હતી. આખું કિષ્કિંધા નગર નિદ્રાદેવીની મધુરી સોડમાં પડ્યું હતું. બધે સુનસાન હતું તે વખતે એકાએક મોટો ધડાકો થયો અને ભારે સિંહગર્જના થઈ. આખું નગર જાગી ઊઠ્યું. વાનરો હાંફળાફાંફળા થઈ શું છે તેની તપાસ કરવા લાગ્યા. વાલી મહેલની બહાર નીકળ્યો. તેની પાછળ સુગ્રીવ પણ ચાલ્યો. ખોળ કરતાં જણાયું કે માયાવી નામના રાક્ષસે આ ગર્જના કરેલી અને વાલીના મહેલ પર પથ્થર ફેંકેલો. લોકોને પાછા વાળી વાલી અને સુગ્રીવ રાક્ષસની શોધમાં નીકળ્યા. ગામને પાદરે રાક્ષસ ઊભેલો તેણે વાલીને છેટેથી જોતાંની સાથે જ જીવ લઈને દોટ મૂકી. ઊગતા ચંદ્રના ઝાંખા પ્રકાશમાં બંને ભાઈઓ તેની પાછળ પડ્યા. રાક્ષસ પર્વતની એક ગુફામાં પેસી ગયો. રાક્ષસની પાછળ ક્રોધે ધૂંધવાતો વાલી ગુફામાં પેઠો. સુગ્રીવને ગુફાને મોઢે ઊભો રાખ્યો અને કહ્યું, "હું શત્રુને મારીને હમણાં જ આવું છું. તું અહીં ઊભો રહે. અંદર આવે તો મારા ચરણની આણ."

સુગ્રીવ વાટ જોતો ઊભો રહ્યો. દિવસ પર દિવસ જવા લાગ્યા તોય વાલી પાછો ન ફર્યો. એક મહિનો થયો. વરસ થયું. છતાં વાલીનો પત્તો જ નહિ. સુગ્રીવના મનમાં

જાતજાતના તર્કવિતર્ક ચાલતા હતા. ભાઈની આજ્ઞા ઉથાપીને ગુફામાં પણ કેમ જવાય? ઘણે દિવસે એક વાર સુગ્રીવે ગુફામાંથી લોહી વહેતું જોયું. લોહી ઉપર ફીણ વળતાં હતાં. થોડી વાર પછી રાક્ષસોની ચીસો સાંભળી. આટલા દિવસમાં વાલીની ગર્જના એક પણ વખત સંભળાઈ નહોતી. સુગ્રીવે જાણ્યું મારી શંકા ખરી પડી. જરૂર ભાઈ પડ્યો! શોકથી વ્યાકુળ થઈ તેણે ગુફાના દ્વાર પર ભારે શિલા મૂકી તેને ઢાંકી દીધું અને કિષ્કિંધા પાછો ગયો. હૃદયમાં દુ:ખ તો ઘણું હતું, છતાં પ્રધાનોને કે કોઈને તેણે વાલીના મરણની ખબર ન આપતાં ગુપ્ત રાખી. પણ વાત છાની રહે? વાલી પાછળ પ્રજાએ ખૂબ શોક કર્યો. પ્રધાનો અને પ્રજાએ મળીને સુગ્રીવને ગાદી આપી. વાલીની સ્ત્રી તારાએ તે કાળના રિવાજ પ્રમાણે સુગ્રીવ સાથે દિયરવટું કર્યું.

એક દિવસ સુગ્રીવ દરબાર ભરીને બેઠો હતો, એટલામાં છેટેથી વાલીની મૂર્તિ આવતી જણાઈ. થોડી વારમાં એ મૂર્તિએ સભામાં પ્રવેશ કર્યો અને સુગ્રીવના સિંહાસન આગળ આવીને ઊભા રહ્યા. વાલીને જોઈને સભામાં બેઠેલા બધા માણસો આશ્ચર્યમૂઢ થઈ ગયા. તેઓ જાણે સ્વપ્ન જોઈ રહ્યા હોય એમ તેમને લાગ્યું. સુગ્રીવ પણ દિઙ્મૂઢ થઈ ગયો. સિંહાસન પરથી નીચે ઊતરી તેણે વાલીને ચરણે માથું મૂક્યું. મુગટ વડે ચરણસ્પર્શ કર્યો. પણ વાલીએ ન આશીર્વાદ આપ્યો, ન મીઠી નજરે જોયું.

સુગ્રીવ સ્તબ્ધ થઈ ગયો. વાલી શા સારુ આટલો ક્રોધ કરે છે એ તે ન સમજી શક્યો. તે ભાઈને રીઝવવા લાગ્યો: "આપ ક્ષેમકુશળ પધાર્યા એ મારું અહોભાગ્ય. મને મારું

શિરછત્ર મળ્યું. આપ વિના હું અનાથ થઈ ગયો હતો. આપનાં આ છત્રચામર સ્વીકારો અને સિંહાસન પર આરૂઢ થાઓ. આ રાજ્ય મેં તો અનિચ્છાએ લીધું છે. આપ મને ક્ષમા કરો. આપ જ રાજા છો ને હું તો આપના ચરણની રજ છું. આપની આ થાપણ મેં સંભાળી તે પાછી લો. મને ક્ષમા કરો અને પ્રસન્ન થઈને મારા પર અનુગ્રહ કરો."

આ સ્નેહાળ વચનની વાલી પર કશી અસર ન થઈ. આખા મહેલ ગાજી ઊઠે એવા સ્વરે તેણે કહ્યું: "અલ્યા લોભી, નીચ, તારા પર વિશ્વાસ રાખ્યો તેનો તેં આ જ રીતે બદલો વાળ્યો કે? વાલીને તું નહોતો ઓળખતો કે એની આંખમાં ધૂળ નાંખીને, જૂઠ્ઠું બોલીને રાજગાદી પચાવી પડવાનો વિચાર પણ તને સૂઝ્યો? તું નાનો ભાઈ છે એટલે જીવતો મૂકું છું. બીજો કોઈ હોત તો એને તો ક્યારનોયે વધેરી નાંખ્યો હોત. જા દુષ્ટ, અહીંથી ચાલ્યો જા. તારું કાળું મોં ફરીથી મને ન બતાવીશ. મારી નજરે પડ્યો તે જ દિવસે તારો કાળ આવ્યો નિશ્ચે સમજજે."

સુગ્રીવ ફરી કરગર્યો: "મહારાજ, આમાં મારો તો કંઈ અપરાધ નથી. આપે બાર દિવસ વાટ જોવાનું કહ્યું હતું, પણ હું તો આખા એક વરસ સુધી રાહ જોતો બેઠો. છતાં આપ આવ્યા નહિ. એક દિવસ મેં ગુફામાંથી લોહીની ધાર નીકળતી જોઈ અને રાક્ષસની ચીસ સાંભળી, એટલે મને આપના વિષે શંકા ઊપજી. રાક્ષસને ગુફામાં પૂરી દેવાના ઇરાદાથી મેં ગુફાનું દ્વાર પૂરી દીધું અને ઘેર ચાલ્યો આવ્યો. મેં કાંઈ રાજ્યના લોભથી કે આપના દ્વેષથી એમ કર્યું નહોતું.

હું તો આપનો દાસ છું. આપને શરણે છું. આપ મને ઉગારો કે મારો."

સુગ્રીવનાં આ કરુણ વચનો હવામાં ઊડી ગયાં. વાલીને અપાર ક્રોધ ચડ્યો હતો. એને તો સુગ્રીવમાં રગેરગે લોભ અને નીચતા જ ભરેલાં ભાસતાં હતાં. સુગ્રીવનાં વચનો એના કાનમાં પણ પેસવા ન પામ્યાં. ક્રોધે એના કાન બહેરા કરી નાંખ્યા હતા. સુગ્રીવ કંઈક વધારે બોલવા જતો હતો પણ એટલામાં તો વાલી હોઠ પીસીને તેને મારવા ધાયો, એટલે સુગ્રીવે જીવ લઈને ત્યાંથી દોટ મૂકી ને એક વસ્ત્રભેર કિષ્કિંધાની બહાર નાસી ગયો. ઘેર સ્ત્રીને મળવા જવાની પણ તેની હિંમત ચાલી નહિ.

વાલીના ભયથી દાઝેલો સુગ્રીવ આશ્રયસ્થાન ખોળવા નીકળ્યો. વાલીના ધાકથી રાજાઓ કંપતા. એક પણ રાજાએ એને શરણ ન આપ્યું. વાલીની વીરહાક ચોદિશામાં વાગતી. સુગ્રીવ એકેએક નગર ફરી વળ્યો, નદીનાળાં ને સરોવર જોયાં, સમુદ્રકાંઠા સુધીની જમીન ખૂંદી નાંખી, પણ એક પણ જગા વાલીના ભયથી સુરક્ષિત એવી ન મળી. અંતે એક મિત્રે એને યુક્તિ બતાવી.

કિષ્કિંધાની પાસે એક વિશાળ પર્વત હતો. તેમાં અનેક ઊંડી ગુફાઓ હતી. તેમાંની એક ગુફામાં સુગ્રીવ પેસી ગયો. ઘણા કાળનો થાક અહીં ઊતર્યો. એક વખત આ પર્વત આગળ વાલીને કોઈ એક રાક્ષસ સાથે યુદ્ધ થયું હતું. વાલીએ ખિજાઈને રાક્ષસને ઊંચકીને એક શિલા સાથે જોરથી અફાળ્યો. તેની સાથે જ રાક્ષસના પ્રાણ નીકળી ગયા. પણ પાસે મતંગ નામના ઋષિ તપ કરતા

હતા તેમને રાક્ષસના લોહીના છાંટા ઊડયા. ઋષિએ વાલીને શાપ આપ્યો કે આ પર્વત આગળ આવીશ તો તરત જ તારું મરણ થશે. તે પછી વાલી કદી પણ ત્યાં જતો નહિ. તેથી સુગ્રીવ નિર્ભયપણે અહીં રહી શક્યો. થોડા વખત પછી એના કેટલાક મિત્રો પણ એને આવી મળ્યા.

## ૮

# વાયુપુત્ર હનુમાન

એ મિત્રોમાં એકનું નામ હનુમાન હતું. હનુમાનનું બળ વર્ણવ્યું ન જાય એવું અદ્‌ભુત હતું. આ વખતે હનુમાનની ઉંમર ઘણી થોડી હતી છતાં એટલી ઉંમરમાં એણે જે પરાક્રમ દેખાડ્યું હતું તેથી આખી વાનરજાતિ ચકિત થઈ હતી. અને બધા વાનરો એમ માનતા કે આ હનુમાન કોઈ દિવસ એના પરાક્રમને બળે દુનિયામાં નામ કરશે ખરો. વાનરનાં નાનાં છોકરાંને તેમના પિતા હનુમાનના બચપણની એક વાત વારંવાર સંભળાવતા. છોકરાંને એ વાતમાં રસ પણ ખૂબ પડતો; અને ખરેખર એ વાત પણ રમૂજી તો ખૂબ હતી.

હનુમાનના બાપનું નામ કેસરી હતું. કેસરીની સ્ત્રીનું નામ અંજના. પુંજિકસ્થલા નામની સ્વર્ગલોકની એક અપ્સરા હતી; તે કોઈ દેવનો શાપ લાગવાથી વાનરજાતિમાં અંજના થઈને માનવલોકમાં અવતરી હતી. અંજના હમેશ જપતપમાં

તલ્લીન રહેતી. દરરોજ કલાકોના કલાકો સુધી પર્વતના એકાદ નિર્જન ભાગમાં જઈને સમાધિ લગાવી નારાયણનું નામસ્મરણ કરતી બેસતી. એક દિવસ સમાધીમાંથી ઊઠી ત્યારે તેના પગ આગળ પાયસના પિંડનો એક કકડો પડ્યો હતો. એક સમડી ઊડતી ઊડતી આવેલી તેની ચાંચમાંથી એ કકડો સરી પડેલો. અંજનાને લાગ્યું કે ઇષ્ટદેવે ઘણે કાળે આખરે સામું જોયું અને તેથી જ પુત્રપ્રાપ્તિ કરાવે એવો આ પાયસ મોકલી દીધો. તેણે પ્રભુનો પાડ માન્યો અને ઇષ્ટદેવની પ્રસાદી માની પાયસનો કકડો પૂરા ભાવથી ખાધો. બીજી બાજુ કેસરીએ વાયુદેવની આરાધના કરી તેમની પાસેથી તેમના જેટલી જ ગતિવાળો, પરાક્રમી અને આખા જગતમાં નામના કરે એવો પુત્ર માગ્યો. મરુતદેવ (વાયુ)ના પ્રસાદથી મારુતિનો જન્મ થયો.

વાયુદેવનો આપેલો પુત્ર એટલે એની ઝડપનું તો પૂછવું જ શું? કોની મગદૂર હતી કે બાળક મારુતિની જોડે દોડવાની હોડ બકી શકે? મારુતિ એક ઝાડ પરથી બીજે ઝાડ એમ ગાઉના ગાઉની ફલંગો મારે, અને આખા વનનાં વન ખૂંદી વળે. એક દિવસ એવું બન્યું કે બાળક મારુતિને મૂકીને મા વનમાં ફળ વીણવા ગઈ. મા વિના બાળક રોવા લાગ્યો. એને ભૂખ પણ ખૂબ લાગી હતી. વખત પરોઢનો હતો. પૂર્વ દિશામાં સૂરજ ઊગતો હતો. ઊગતા લાલ સૂરજને જોઈ મારુતિને થયું કે એ સુંદર રાતું ફળ હશે. લાવ બીજો કોઈ જોઈ જાય તે પહેલાં તોડીને ખાઈ લઉં. ને ફૂદકો મારીને સૂરજ તરફ ધસ્યો. સૂરજની કેડ નજીક આવવા લાગ્યો ત્યાં ઇંદ્રને ધાસ્તી પેઠી અને

તેમણે મારુતિને અટકાવવા માટે વજ્ર ફેંક્યું. વજ્ર મારુતિને વાગ્યું અને તે મૂર્છિત થઈને જમીન પર પડ્યો.

પુત્રને ઘવાયેલો જોઈ વાયુદેવ કોપે ભરાઈ ઇંદ્ર સાથે લડવાને આવી પહોંચ્યા. પણ ઇંદ્રે જોયું કે પોતાના હાથે એક નાના ધાવણા બાળકને પ્રહાર થયો છે ત્યારે તેમને ખૂબ શરમ આવી અને ખેદ પણ થયો. તેમણે મારુતિને ઉઠાડ્યો. ઇંદ્રનું વજ્ર મારુતિને હનુ એટલે હડપચી પર વાગેલું. હડપચી લાંબી થઈ ગઈ હતી. તે દિવસથી મારુતિનું નામ હનુમાન પડ્યું. ઇંદ્રે એને વજ્રકાય બનાવ્યો અને દીર્ઘ આયુષ્ય આપ્યું. હનુમાન મોટો થયો એટલે તેણે સૂર્યને ગુરુ બનાવી અધ્યયન કર્યું. એ કાળમાં જે વિદ્યા આર્યો જ ભણતા અને જે વાનરો સુધી પહોંચી નહોતી તે વિદ્યા હનુમાને મેળવી. તેણે વેદવેદાંગનો અભ્યાસ કર્યો અને વિદ્વાન બન્યો. આગળ જતાં તેને સુગ્રીવની સાથે ગાઢ મૈત્રી જામી. વાલીના ભયથી બચવાને જ્યારે સુગ્રીવને એક પણ સ્થાન નહોતું મળતું ત્યારે હનુમાને એને મતંગઋષિનો આશ્રમ બતાવ્યો. સુગ્રીવની મિત્રતાને ખાતર તેણે કિષ્કિંધા તજ્યું, નગરના નિવાસ છોડ્યો, વાલીનો ભય ન ગણકાર્યો, અને કેટલાક મિત્રોને લઈ સુગ્રીવને આવી મળ્યો. પર્વતની એક ગુફામાં બધા રહેવા લાગ્યા અને કોઈ બળિયો સાથી મળે તો તેની મદદ લઈને વાલીને હરાવવાનો વિચાર કરવા લાગ્યા.

વજ્ર—ઇંદ્રનું હથિયાર [દધિચિ ઋષિના હાડકાંનું બનાવેલું]
મૈત્રી—દોસ્તી
પ્રહાર—ઘા

# રામજન્મ

જ્યારે આપણે માંદા હોઈએ અને પેટમાં બહુ દુ:ખતું હોય ત્યારે અકળાઈને આપણે કહીએ છીએ, "આટલું પેટ દુ:ખે છે તેના પર એકે દવા નથી? એમ કેમ બને? દવા તો હોવી જ જોઈએ." રામજન્મ પહેલાં આખી દુનિયાને એમ જ થયેલું. રાવણ, કુંભકર્ણ, શૂર્પણખા જેવાં દુષ્ટો લોકોને હેરાન કરે, ક્ષત્રિયો અને બ્રાહ્મણો આપસમાં લડે, વાલી અને સુગ્રીવ જેવા માડીજાયા ભાઈ વચ્ચે વેર રહે, ઋષિઓને કરમાં લોહીનો ઘડો આપવો પડે, યજ્ઞયાગ બંધ પડે, અને રાજાઓ ઈશ્વરી સત્તાની અદેખાઈ કરે ત્યારે પૃથ્વીને 'ત્રાહિ મામ્' 'ત્રાહિ મામ્' થઈ ગયું હોવું જોઈએ. દુનિયાની આવી પીડા જોઈને ભગવાને એક વાર કાયમનું વચન આપી દીધું છે: "જ્યારે જ્યારે ધર્મ ક્ષીણ થાય છે અને અધર્મ વધે છે ત્યારે ત્યારે સજ્જનોનું રક્ષણ કરવા, દુષ્ટોનું દમન કરવા અને ધર્મને ફરી સ્થાપવા હું આ દુનિયામાં ઊતરી આવું છું." પોતાનું આ વચન ખરું કરવા માટે વિષ્ણુ ભગવાને પૃથ્વી પર રામના અવતાર લેવાનું પૃથ્વીને આશ્વાસન આપ્યું.

તે વખતે વિંધ્ય પર્વતની દક્ષિણમાં તો રાવણની જ આણ વર્તતી હતી. અગસ્ત્ય ઋષિએ પોતાના શિષ્યો સહિત એક વસાહત સ્થાપી દંડકારણ્યમાં રાક્ષસોની વચ્ચે રહેવાની હિંમત કરી હતી. ક્ષત્રિયો તો વિલાસમાં રહી દુર્બળ બન્યા હતા. એક જનક રાજા વિદેહ દેશમાં (હાલનું ઉત્તર બિહાર) ધર્મ પ્રમાણે રાજ્ય કરતા હતા અને ધર્મની ચર્ચા પણ કરતા હતા. લોકો તેમને ધર્મધ્વજ કહેતા. સરયૂ (હાલની ઘોગ્રા) નદીથી ભીંજાતા કોસલ દેશ ઉપર સૂર્યવંશી દશરથ રાજાનું રાજ્ય હતું. તેના કુળને ઇક્ષ્વાકુ કુળ કહેતા. કેકય દેશમાં અશ્વપતિ રાજાનું રાજ્ય હતું. અંગ દેશ (પશ્ચિમ બંગાળ)માં દશરથનો મિત્ર લોમપાદ રાજા રાજ્ય કરતો હતો. મગધ દેશ ઉપર પ્રાપ્તિજ્ઞ રાજાની આણ વર્તતી હતી.

એમાં દશરથની પ્રતિષ્ઠા સૌથી વધારે હતી, કેમ કે તે સૂર્યવંશનો રાજા હતો. તે બહુ નીતિમાન હતો અને ધર્મને અનુસરીને રાજ્ય ચલાવતો હતો, તેથી પરશુરામે એના પર હુમલો કર્યો નહોતો. દશરથ વૃદ્ધ થયો અને મરણ નજીક આવતું જણાવા લાગ્યું ત્યાં સુધી તેને કંઈ સંતાન થયું નહોતું. રાજાને તથા તેની રાણીઓને આ વાતનું બહુ દુઃખ હતું. એક દિવસ પડોશનો એક રાજા નસંતાન મરી ગયો. એના રાજ્યમાં અંધાધૂંધી થઈ ગઈ અને એક શત્રુએ આવીને એ રાજ્ય જીતી લીધું. આ બનાવથી દશરથનું મન અત્યંત ખિન્ન થઈ ગયું. પોતાના મરણ પછી રાજ્યનું શું થશે, રાજભક્ત પ્રજાની શી દશા થશે એ વિચારે રાજાનું મન ચગડોળે ચડાવ્યું. તે રાત્રે રાજાને ઊંઘ પણ ન આવી. પથારીમાં પડ્યે પડ્યે તેણે આખી રાત વિચારમાં ગાળી,

ભવિષ્યકાળમાં આવનારી આફતનાં અનેક ભયાનક ચિત્ર
: પછી એક તેની આંખ આગળ ખડાં થવા લાગ્યાં.
ારે તે વહેલો ઊઠયો અને કુલગુરુ વસિષ્ઠને તેડવા
ગુસ મોકલ્યું.

બ્રહ્મર્ષિ વસિષ્ઠ તે કાળના વિદ્વાન અને બ્રહ્મનિષ્ઠ
ાહ્મણોમાં ઘણું ઉચ્ચ સ્થાન ભોગવતા હતા. તેમની વિદ્વત્તા
ં તપસ્યાની ખ્યાતિ આખી દુનિયામાં ફેલાઈ ગઈ હતી.
ૂરના દેશોમાંથી હજારો વિદ્યાર્થીઓ તેમની પાસે જ્ઞાન
ળવવા આવતા અને તેમના આશ્રમમાં રહી અધ્યયન કરતા.
છલી રાતે ઊઠી ઋષિ તેમના શિષ્યમંડળ સાથે નદીમાં
ન કરી આવતા. તે પછી સંધ્યા વગેરે નિત્યકર્મ થતું
ા ત્યાર બાદ શિષ્યો જંગલમાં હોમની સમિધો લેવા
વા ગુરુએ બતાવેલા બીજા કોઈ કામે જતા. રાજાએ
કલેલો માણસ આશ્રમમાં પહોંચ્યો તે વખતે શિષ્યો બહાર
ળી ગયા હતા અને ઋષિ સમાધિમાં હતા. ઋષિની
ાધિ પૂરી થઈ એટલે દૂતે તેમને રાજાનો સંદેશો જણાવ્યો.
ે રાજા પાસે આવ્યા. રાજાએ પોતાની ચિંતાનું કારણ
બતાવ્યું અને પુત્ર મેળવવાનો ઉપાય પૂછયો. વસિષ્ઠે
તેને અશ્વમેધ યજ્ઞ કરવા કહ્યું.

ગુરુદેવની આજ્ઞા લઈને રાજાએ દેશદેશથી વિદ્વાન
ાહ્મણોને બોલાવ્યા અને સરયૂને ઉત્તર કાંઠે યજ્ઞની સામગ્રી
ી કરી. યજ્ઞવાટનું મોટું નગર રચાયું. બ્રાહ્મણો, રાજાઓ,
ા પ્રજાજનો માટે અલગઅલગ રાવટીઓ નંખાઈ. જેટલા
ા આવતા તે સૌનો રાજાના સેવકો આદરથી સત્કાર
ા અને સૌને જમાડતા. ભોજનના ઢગલેઢગલા ખડકાતા.

'ભોજન આપો, વસ્ત્ર આપો' એ અવાજોથી યજ્ઞવાટ ગાજી રહેતી. દેશદેશથી સ્ત્રીપુરુષોનાં ટોળાં યજ્ઞ જોવા ભેગાં થયાં હતાં. વસિષ્ઠે સેવકોને કહ્યું હતું, 'જોજો, કોઈનું પણ અપમાન નહિ કરતા. કોઈને પણ ભોજન ફેંકીને ન જમાડતા.' એટલે નાનામોટા સૌનું સરખું સન્માન થતું. યજ્ઞનો અશ્વ છૂટો મૂકવામાં આવ્યો ને એક સેના એની પાછળ ચાલી. વરસ પૂરું થયે અશ્વ પાછો આવ્યો. પછી યજ્ઞનો આરંભ થયો. રાજાએ યજ્ઞની દીક્ષા લીધી. ત્રણસો પશુઓ સાથે અશ્વને અગ્નિમાં હોમવામાં આવ્યો અને અશ્વમેધ પૂરો થયો. અશ્વમેધની સમાપ્તિ પછી બ્રાહ્મણોએ રાજા પાસે બીજો પુત્રકામેષ્ટિ યજ્ઞ કરાવ્યો.

યજ્ઞની પૂર્ણાહુતિ થઈ એટલે યજ્ઞના કુંડમાંથી અગ્નિદેવ પ્રગટ થયા. તેમના હાથમાં પાયસનું એક પાત્ર હતું. રાજાએ અને બ્રાહ્મણોએ અગ્નિદેવની અત્યંત ભક્તિભાવે સ્તુતિ કરી. અને તેમને વંદન કર્યું. અગ્નિદેવે રાજાના હાથમાં પાયસ મૂક્યો અને અંતર્ધાન થયા. રાજાના આનંદનો પાર રહ્યો નહિ. તેણે યજ્ઞમાં આવેલા બ્રાહ્મણોને અઢળક દક્ષિણા આપી અને તૃપ્ત કર્યા. બ્રાહ્મણોએ રાજાને આશીર્વાદ આપ્યો અને વિદાય લીધી.

રાજાને ત્રણ પટરાણીઓ હતી: કૌસલ્યા, સુમિત્રા અને કૈકેયી. રાજાએ વસિષ્ઠની સલાહ લઈ પાયસનો અર્ધો ભાગ મોટી રાણી કૌસલ્યાને આપ્યો, બાકીના અર્ધામાંથી અર્ધો સુમિત્રાને અને અર્ધો કૈકેયીને આપ્યો. કૈકેયી માનીતી રાણી છતાં એને વધારે ભાગ ન મળ્યો એટલે તે રિસાઈ બેઠી. એટલામાં એવું બન્યું કે એક મોટી સમડી આકાશમાંથી

ઊડતી ઊડતી આવી અને ઝડપ મારીને કૈકેયીના હાથમાંનો પાયસ ચાંચમાં ઘાલીને ઊડી ગઈ. કૈકેયીને બહુ જ સંતાપ થવા લાગ્યો. તે આક્રંદ કરવા લાગી. કૌસલ્યા અને સુમિત્રા ત્યાં જ ઊભાં હતાં. તેમણે બંનેએ પોતપોતાના ભાગમાંથી અર્ધો કૈકેયીને આપ્યો અને તેને રાજી કરી. રાણીઓએ પૂરા ભક્તિભાવથી પાયસ ખાધો. બાર માસ પૂરા થયા એટલે ચૈત્ર સુદ નવમીને મંગળવારે કૌશલ્યાએ એક અદ્‌ભુત કાંતિવાળા પુત્રને જન્મ આપ્યો. રણવાસની દાસીઓએ તરત જ રાજા પાસે જઈને પુત્રજન્મની વધામણી ખાધી. રાજા હર્ષથી ફુલાઈ જવા લાગ્યો. એટલામાં તો બીજી એક દાસી ખબર લાવી કે કૈકેયીએ એ પુત્રને જન્મ આપ્યો છે. એ દાસીની પાછળ બીજી એક આવી ને સુમિત્રાને એક પુત્ર જન્મ્યાની ખબર કહી.

પછી તો જે આનંદ ફેલાઈ રહ્યો તેનું પૂછવું જ શું? મહેલમાં ભાટચારણો વધામણીનાં ગીત ગાવા લાગ્યા, જુદાં જુદાં જાતનાં વાજિંત્ર વાગવા લાગ્યાં અને આખા મહેલ-માંથી દાસદાસીઓનાં ટોળાં પર ટોળાં ઇનામની આશાથી રાજા પાસે ઊલટવા લાગ્યાં. જોતજોતામાં આખા અયોધ્યામાં આ ખબર ફેલાઈ ગઈ. નગરના લોકો હર્ષઘેલા થઈ ગયા. રાજાને વૃદ્ધાવસ્થામાં પુત્રપ્રાપ્તિ થઈ તે તો તેમને મન સ્વપ્ન સાચું પડ્યા જેવું હતું. તેઓ તરત જ કામધંધો પડતો મૂકીને રાજાના મહેલ આગળ જઈ પહોંચ્યા. ભાવિક પ્રજાએ રાજપુત્રને વધાવવાને મહેલને બારણે વીદ્રધના ઘડા ઢોળવા માંડ્યા. થોડી વારમાં તો મહેલ આગળ માણસોનાં પૂરનાં પૂર ઊલટવા લાગ્યાં. જાણે સમુદ્રમાં ભરતી આવી હોય એવો

દેખાવ થઈ રહ્યો. રાજા પ્રધાનો સાથે મહેલની બારીએ ઊભો ઊભો પ્રજાના ઉત્સાહને નિહાળી રહ્યો હતો. તેના સેવકો સોનારૂપાના સિક્કા, હીરામાણેક વગેરે રત્નો ખોબે ને ખોબે ચોપાસ વેરતા હતા. અનેક ગરીબ માણસોનાં દારિદ્ર તે દિવસે ટળી ગયાં. તેમણે રાજાને અને તેના પુત્રોને અંતરથી આશીર્વાદ દીધા. દસ દિવસ સુધી અયોધ્યા પુત્ર-જન્મના ઉત્સવથી ગાજી રહ્યું.

બારમે દિવસે રાજપુત્રોનાં નામ પાડવાનાં હતાં. રાજાએ દરબાર ભર્યો અને રાજ્યના ધુરંધર જોષીઓને બોલાવ્યા. જોષીઓએ રાજકુમારની જન્મકુંડળીઓ તૈયાર કરી હતી. તેઓ જેમજેમ તે વાંચતા જાય, તેમતેમ વસિષ્ઠ ગુણ અનુસાર રાજપુત્રોનાં નામ પાડતા જાય. સંસારથી વિરક્ત થયેલા યોગીમુનિ પણ મોટા દીકરાને જોઈ હર્ષઘેલા થતા, આનંદમાં રમમાણ થતા, તેથી તેનું નામ રામ પાડ્યું. બીજા છોકરામાં ઈશ્વરભક્તના અને સારા ચારિત્ર્યના બધા જ ગુણો (लक्ष्म)જોઈ તેનું નામ લક્ષ્મણ પાડ્યું. જન્મકુંડળી જોઈ જોષીએ કહ્યું કે ત્રીજો છોકરો રાજ્ય ચલાવવામાં હોશિયાર થશે અને પ્રજાનું ભરણપોષણ કરશે. વસિષ્ઠે તેનું નામ ભરત રાખ્યું. છેલ્લા છોકરાની કુંડળી પરથી એમ જણાતું હતું કે તે વીર સેનાપતિ થશે અને શત્રુઓનો ઘાણ કાઢશે, તેથી તેનું નામ શત્રુઘ્ન રાખ્યું. આ રીતે વસિષ્ઠે ચારે છોકરાઓનાં નામ પાડ્યાં.

દિવસ પર દિવસ જવા લાગ્યા તેમ રાજકુમાર મોટા થવા લાગ્યા. એમની કાંતિ જોઈને નગરજનોની આંખ ઠરતી અને રાજા તો ભાન ભૂલી જતો. એમ કરતાં કરતાં

દશ વર્ષ વીતી ગયાં. રાજકુમારને અગિયારમું વર્ષ બેઠું એટલે રાજાએ વસિષ્ઠ ઋષિને બોલાવીને ચારેને ઉપવીતસંસ્કાર કર્યો અને ગુરુને ત્યાં વિદ્યાભ્યાસ કરવા મોકલ્યા. વસિષ્ઠે ચારે ભાઈઓને વેદવિદ્યા શીખવી અને તે ઉપરાંત યુદ્ધકળાની પણ સારી તાલીમ આપી. ગુરુને ઘેર ચારે જણે પૂર્ણ બ્રહ્મચર્યનું પાલન કર્યું, ગુરુની ભક્તિભાવથી સેવા કરી તેમનો પ્રસાદ મેળવ્યો, અને સર્વ વિદ્યા અને કળામાં નિપુણતા મેળવી લીધી. અધ્યયન પૂરું થયા પછી તેમણે ગુરુને ગુરુદક્ષિણા આપી તેમની રજા લીધી અને ઘેર આવ્યા.

પુત્રકામેષ્ટિ યજ્ઞ—પુત્ર મેળવવાની ઇચ્છાથી કરેલો યજ્ઞ
પાયસ—ખીર
પૂર્ણાહુતિ—યજ્ઞની છેલ્લી આહુતિ
ઉપવીતસંસ્કાર કર્યો—જનોઈ દીધું
યજ્ઞવાટ—યજ્ઞનું સ્થાન

## ૧૦

# ઋષિયાચના

છોકરાઓ ભણીને ગુરુને ઘેરથી આવ્યા પછી દશરથ તેમને માટે ઉત્તમ કુળ, રૂપ અને ગુણવાળી કન્યાઓ શોધી કાઢવાના વિચારમાં પડ્યો હતો. તેવામાં એક દિવસ વિશ્વામિત્ર નામના એક ઋષિ તેની પાસે આવ્યા. રાજાએ બહુ આદરભાવથી તેમનું પૂજન કર્યું, ઉચ્ચ આસને બેસાડ્યા અને આવવાનું કારણ પૂછ્યું. વિશ્વામિત્ર બોલ્યા: "મારે તારું કામ પડ્યું છે. તે કરવાનું તું વચન આપતો

હોય તો હું તને કામ કહું." દશરથે કહ્યું : "મહારાજ, એ શું બોલ્યા? અતિથિને તૃપ્ત કર્યા વિના પાછો ન ફેરવવો એ તો રઘુકુળનું પરંપરાથી ચાલતું આવેલું બિરદ છે. આપને જે કામ હોય તે ખુશીથી જરા પણ આંચકો ખાધા વિના કહો. આપનું ગમે તેવું કાર્ય હશે તે પૂરું કરવામાં દશરથ પાછો નહિ પડે એની ખાતરી રાખજો."

વિશ્વામિત્રે કહ્યું : "મેં યજ્ઞ આરંભ્યો છે તેમાં દાનવો આવીને ભાતભાતનાં વિઘ્ન નાંખે છે. મારીચ અને સુબાહુ નામના બે રાક્ષસ સરદાર છે તે યજ્ઞને વખતે આવીને પથ્થર ફેંકે છે, લોહી અને માંસથી યજ્ઞકુંડને અભડાવી જાય છે અને યજ્ઞનું કામ સરળપણે ચાલવા દેતા નથી. મેં તો યજ્ઞની દીક્ષા લીધેલી છે એટલે મારાથી રાક્ષસોને શાપ પણ કેમ દેવાય? ઘણા દિવસથી આમ ચાલ્યાં કરે છે. તેથી યજ્ઞ અટકી પડ્યો છે અને બ્રાહ્મણો ભયભીત દશામાં આવી પડ્યા છે. એ રાક્ષસોને લંકાના રાજા રાવણનો આશ્રય છે અને તેના ઉશ્કેરેલા તેઓ આ કામ કરે છે. એટલે કોઈ નબળાપોચા ક્ષત્રિયથી તેઓ ગાંજ્યા જાય એમ નથી. તેથી હું તારી પાસે એ કહેવા આવ્યો છું કે તારા રામ અને લક્ષ્મણ બે પુત્રો છે તેમને મારી સાથે એ પાપી રાક્ષસોને અટકાવવાને મોકલ. રામ મહાપરાક્રમી છે અને એ રાક્ષસોને મારશે કે હઠાવશે એમાં મને તલભાર પણ સંશય નથી. રાક્ષસોને મારવાથી રામની કીર્તિ આખી દુનિયામાં ફેલાશે અને પ્રભુભક્તોને રાક્ષસોનો ડર ટળશે. દસ દિવસમાં યજ્ઞ પૂરો થઈ જશે એટલે હું જાતે આવીને રામલક્ષ્મણને ક્ષેમકુશળ તને સોંપી જઈશ."

વિશ્વામિત્રના આ શબ્દો કાને પડતાં જ દશરથના પેટમાં ધ્રાસકો પડ્યો. તે દિઙ્મૂઢ બની ગયો. ઋષિને શો જવાબ આપવો તે એને ન સૂઝ્યું. થોડી વારે તે સ્વસ્થ થયો અને ઋષિને કહ્યું: "ભગવન્, આપે ઘણી કપરી માગણી કરી છે. રામલક્ષ્મણ તો નાના બાળક છે, બહુ કુમળા છે, યુદ્ધ તો એમણે કોઈ વાર જોયું પણ નથી. સામે દાનવો ઘણા જોરાવર છે, માયાવી છે, જાતજાતના છળભેદથી લડનારા છે. એમની સામે રામલક્ષ્મણ કેમ ઊભા રહી શકશે? રાક્ષસોને હઠાવવા આપ કહો તો હું આવું. પૂર્વજન્મનાં કેટલાંય પુણ્ય ફળ્યાં હશે ત્યારે આ ઘરડેઘડપણ ચાર પુત્રનાં મોં જોવા પામ્યો છું. રામલક્ષ્મણ એ તો મારા આંધળાની લાકડી છે, મારી જીવાદોરી છે. તેમને મેં કદીયે આંખથી અળગા કર્યા નથી. એમને રાક્ષસોના સપાટા ઝીલવા મોકલતાં મારું હૈયું કેમ ચાલે? રાવણનું બળ તો આપ જાણો છો. એના નામમાત્રથી આજે આખું વિશ્વ ધ્રૂજી જાય છે. એની સામે ઝૂઝવાની તો મારી પણ તાકાત નથી. છતાં આપની મરજી હોય તો હું મારી આખી સેનાને લઈને આવું, પણ રામલક્ષ્મણને તો નહિ મોકલું."

વિશ્વામિત્ર સ્થિર ચિત્તે આ બધું સાંભળી રહ્યા હતા. રાજા બોલી રહ્યો એટલે તેમણે કહ્યું: "આટલીયે હિંમત તારામાં નથી ત્યારે પહેલેથી જ મને ના કેમ પાડી નહિ? રઘુકુળનો વંશજ આપ્યું વચન ફેરવે એ શું કહેવાય? પ્રાણ જતાં પણ નિર્બળનું રક્ષણ કરવું એ તો રઘુકુળનો ધર્મ છે. જે દિલીપ વસિષ્ઠની ગાય માટે મરવા તૈયાર થયો, જે રઘુએ યજ્ઞ કર્યા પછી કંઈ ન રહ્યું તોયે આવેલા બ્રાહ્મણને પાછો

ન વાળતાં આભ ફોડીને ધન કાઢ્યું. જે હરિશ્ચંદ્રે એક-વચનની ખાતર સ્ત્રી વેચી, પુત્ર વેચ્યો અને પોતે ચંડાળને ત્યાં વેચાયો, તે દિલીપ રઘુ અને હરિશ્ચંદ્રના કુળમાં જન્મીને વચનભંગ કરી એ કુળને લાંછન લગાડતાં તને લાજ નથી આવતી? ભલે રાજા, જોયું તારા કુળમાં કેટલું પાણી છે તે. હું તો મારે ચાલ્યો જાઉં છું."

વિશ્વામિત્રની આંખો બોલતાં બોલતાં લાલચોળ થઈ ગઈ હતી. તેમને અતિશય ક્રોધ ચડ્યો જણાતો હતો. ઝાડનું પાંદડું ફફડે એમ દશરથ ફફડવા લાગ્યો. આ વાતચીત ચાલતી હતી એટલામાં વસિષ્ઠ આવી પહોંચ્યા હતા. તેમણે રાજાને શાંત પાડ્યો અને કહ્યું: "તું રઘુકુળમાં જન્મ્યો છે. આજ સુધી તારું વચન વિફળ ગયું હોય એવું કદી બન્યું નથી.* ધર્માત્મા તરીકે ત્રણે લોકમાં તારી કીર્તિ ફેલાયેલી છે. તારાથી તો આ અધર્મનું કાર્ય ન જ થાય. કરીશ એમ કહીને પછી તે કામ ન કરનારનું પુણ્ય નાશ પામે છે. માટે વિશ્વામિત્રની સાથે રામલક્ષ્મણને મોકલવા એમાં જ તારો ધર્મ છે અને તારા કુળનું ભૂષણ છે. વિશ્વામિત્રનું પરાક્રમ કાંઈ જેવુંતેવું નથી. એમની છાયા તળે હોય ત્યાં સુધી રામની પાસે શસ્ત્ર હોય કે ન હોય, તોયે રાક્ષસોથી એનો વાળ પણ વાંકો થઈ શકનાર નથી. વિશ્વામિત્રની હારમાં ઊભો રહી શકે એવો કોઈ પણ માનવ કે રાક્ષસ યોદ્ધો આજે નથી. એમણે શસ્ત્રો છોડી દીધાં છે. અને યજ્ઞ

* रघुकुलरिति सदा चलि आइ ।
प्रान जाइ अरु बचन न जाइ ॥

કરવા બેઠા છે તેથી શાપ પણ ન દે, એટલે જ રાક્ષસો એમની પાસે પણ આવી શકે છે. નહિ તો કોની તાકાત છે કે વિશ્વામિત્રનો કોપ જીરવી શકે? વિશ્વામિત્ર તારા પુત્રના હિતને ખાતર જ તારી પાસે યાચના કરવા આવ્યા છે. રામને તું વિશ્વામિત્રનો શિષ્ય થવા દે. વિશ્વામિત્રનું રખવાળું છે પછી રામલક્ષ્મણને કોની આંચ પણ આવવાની નથી. માટે તું જરા પણ ખટક રાખ્યા વિના વિશ્વામિત્રને તૃપ્ત કર અને રામલક્ષ્મણને જવા દે."

વસિષ્ઠે આપેલી ધીરજથી રાજાનો ભય ઊડી ગયો અને સાવધ થઈને તેણે રામલક્ષ્મણને તેડવા દૂત મોકલ્યો. રામલક્ષ્મણ આવ્યા. વિશ્વામિત્ર પધાર્યા સાંભળીને રાણીઓ પણ તેમનાં દર્શન કરવા આવી. રાજાએ પુત્રોનું માથું સૂંઘી હસતે મોઢે તેમને વિશ્વામિત્ર સાથે જવાની આજ્ઞા કરી. વસિષ્ઠે રાજકુમારને આશીર્વાદ દીધો. વિશ્વામિત્ર પણ બહુ રાજી થયા અને રાજારાણીને આશિષ આપી રામલક્ષ્મણ સાથે વિદાય લીધી.

# દીક્ષા

આગળ વિશ્વામિત્ર અને પાછળ શસ્ત્ર સજીને રામ-લક્ષ્મણ ચાલ્યા. જાણે બ્રહ્મદેવની પાછળ અશ્વિનીકુમાર જતા હોય એવા વિશ્વામિત્રની પાછળ બે ભાઈઓ શોભતા હતા. અયોધ્યાથી અધગાઉ પર સરયૂ નદી આવી તે ઊતર્યા. સરયૂને દક્ષિણ કાંઠે વિશ્વામિત્રે મધુર સ્વરે કહ્યું, "રામ, વત્સ, હાથમાં પાણી લો. હું તમને શસ્ત્રાસ્ત્રના મંત્રો આપું છું. એમાં બલા અને અતિબલા નામના બે મંત્રો સર્વશ્રેષ્ઠ છે. એ મંત્રો જ્ઞાનની બે માતાઓ જેવા છે. એ મંત્રો ભણવાથી તમને થાક નહિ લાગે, તાવ નહિ આવે. રણમાં લડતાં ભૂખતરસ નહિ લાગે. યુદ્ધમાં ઘાથી તમારું અંગ વિરૂપ નહિ થાય. એના સેવનથી તમારો સર્વત્ર વિજય થશે. રામ, તમે રઘુકુળના રાજકુમાર છો, ગુણવાન છો, પરાક્રમી છો, તેથી તમે જ એ વિદ્યાને પાત્ર છો. તમને એ બહુ કામ લાગશે."

વિશ્વામિત્રે રામને મંત્ર આપ્યા. રામે હાથમાં જળ લઈ સંકલ્પ કર્યો, મંત્રસમૂહનો પાઠ કર્યો, અને વિશ્વામિત્રનું

ગુરુપદ સ્વીકાર્યું. નવા જ્ઞાનથી રામનું તેજસ્વી મુખ વધારે ઝળકવા લાગ્યું. સરયૂને કાંઠે રાત પડી. ઘાસની ત્રણ પથારીઓ કરી રાજપુત્રો અને ઋષિ મોડી રાત સુધી વાતો કરતા બેઠા. મળસકું થયું. રાતનો અમલ હજી ઊતર્યો નહોતો. ઋષિએ ઊઠીને સૂતેલા રાજકુમારોને ઉઠાડ્યા. 'રામ, લક્ષ્મણ, કૌશલ્યાસુમિત્રાના સુપુત્રો! ઊઠો, વહાણું વાયું છે.' પરોઢની મધુરી ઊંઘમાં ઋષિનાં મધુરાં વચન સાંભળી કુમારો ઊઠ્યા, નિત્યકર્મ કર્યું અને પ્રવાસ માટે તૈયાર થયા.

તે દિવસે બપોરે ગંગાસરયૂના સંગમ આવ્યો. સંગમનાં દર્શન થતાં જ વિશ્વામિત્રે કહ્યું, "આજની રાત તો આપણે અહીં જ ગાળીશું." આસપાસ ઋષિઓના આશ્રમો હતા. ઋષિઓને વિશ્વામિત્રના આગમનની જાણ થઈ એટલે તેમણે આવી વિશ્વામિત્રનો સત્કાર કર્યો. વિપ્રવૃંદ જામ્યું અને જાતજાતની વાતો ચાલી. રાત વિશ્વામિત્રે બે નદીઓના વચ્ચેના ભાગ પર જ ગાળી. રાત આખી ગંગાસરયૂનાં શીતળ જળથી ભીનો થયેલો પવન વાતો હતો.

સવારે ઋષિઓ વિશ્વામિત્રને આગળ કરીને નદીને કાંઠે આવ્યા. નાવડું તૈયાર કરી રાખ્યું હતું એના પર ઋષિ રાજકુમારોને લઈને બેઠા, અને નાવ ચાલ્યું. નદીનો પટ અડધો કપાયો ત્યાં કંઈક ભારે ઘુઘવાટ સંભળાયો. કુમારોએ પૂછ્યું, "પાણી કપાતું હોય એવો આ શાનો અવાજ આવે છે?" ઋષિ બોલ્યા, "એ જ જાહ્નવી અને સરયૂનો પતિતપાવન સંગમ. ગંગા અને સરયૂ બંનેએ રઘુકુળને પોષ્યું છે ને તાર્યું છે. ગંગાને સ્વર્ગમાંથી ભગીરથે ઉતારી અને

ભાગીરથીએ સગરપુત્રોને તાર્યા. કૈલાસ પર્વત પર બ્રહ્માએ બનાવેલું માનસસર છે એમાંથી સરયૂનો ઉગમ છે. સરયૂ કોસલ અને અયોધ્યાને ભીંજાવતી આવી અહીં જાહ્નવીને મળે છે. ગંગા આર્યાવર્તની માતા છે, સરયૂ કોસલમાતા છે. કુમારો, એ માતાઓને ભક્તિથી પ્રણામ કરો." કૌસલ્યા અને સુમિત્રા જેવી આ બે નદીમાતાઓને કુમારોએ નાવમાં બેઠેબેઠે માથું નમાવ્યું. નાવ ગંગાને દક્ષિણ કાંઠે પહોંચી ગયું.

આગળ જતાં રસ્તામાં એક અતિશય ગાઢું વન આવ્યું. વનમાં પેસતાં જ જંગલી પશુઓની ચીસો ને ગર્જનાઓ સંભળાવા લાગી. દિવસે પણ તમરાંના અવાજ થતા હતા. જાતજાતનાં ઊંચાં ને વિશાળ વૃક્ષોની ઝાડીઓ એવી ગીચ થઈ ગઈ હતી કે એમાંથી રસ્તો શોધવો પણ કઠણ હતો. ઝાડો એકબીજા પર ઝૂકી પડી જાણે એકબીજાને આલિંગન આપતાં હતાં. જંગલી પક્ષીઓના ભયાનક ચિત્કાર ઝાડોમાંથી સંભળાતા હતા. થોડીથોડી વારે પશુઓ દોડતાં દેખાતાં હતાં. રામે વિશ્વામિત્રને પૂછ્યું, "આ વન આવું કેમ છે? આપણે આવ્યા એ રસ્તે તો મોટાં મેદાનો જ હતાં. મેં તો સાંભળ્યું છે કે આ ભાગમાં મોટાં જંગલો હતાં તે કાપીને આર્યોએ આ પ્રદેશ સાફ બનાવ્યો છે. ત્યારે અહીં આવું નિર્જન વન કેમ છે?"

વિશ્વામિત્રે કહ્યું: "આ જગાએ પણ મલદ અને કરૂપ નામના બે મોટા અને આબાદીવાળા દેશ હતા. એમાં વસ્તી પણ ઘણી હતી. ધનધાન્ય પણ ખૂબ હતું. કેટલાક વખતથી એક યક્ષિણી અહીં રહે છે તેણે આ દેશના લોકોને મારી નાંખ્યા છે અને પ્રદેશને ઉજડ કરી નાંખ્યો છે. યક્ષિણી હોવા

છતાં તેનામાં હજાર હાથીનું બળ છે અને તે ગમે તે રૂપ ધારણ કરી શકે છે. એનો મારીચ નામનો રાક્ષસ છોકરો છે તે પણ માણસોને અત્યંત ત્રાસ આપે છે અને દેશને બેદાનમેદાન કરી નાંખે છે. આ વનમાં થઈને જે રસ્તો જાય છે તે રસ્તા પર તાટકા હમેશાં પગ પસારીને બેસે છે અને આવતાંજતાં માણસને ગળી જાય છે. મુસાફરો પણ તાટકાના ભયથી આ રસ્તો છોડી ગયા છે. કોઈ રડ્યુંખડ્યું માણસ ભૂલેચૂકે એ રસ્તે ચડી જાય તો એ યક્ષિણીનો આહાર થઈ પડે છે."

લક્ષ્મણથી ન રહેવાયું. તેણે પૂછ્યું, "ત્યારે ક્ષત્રિયો કંઈ જ નથી કરતા? પ્રજા આમ પીડાય છે ને ક્ષત્રિયો જોઈ રહે છે?"

"એ જ તો દુઃખ છે ને! ક્ષત્રિયોને ક્યાં પ્રજારક્ષણની પડી છે? એમને તો બ્રાહ્મણોની જોડે લડવાનું જ સૂઝે છે. બ્રાહ્મણો રાજાઓના જુલમમાંથી પ્રજાને બચાવે એ રાજાઓથી સહન થતું નથી. રાજાઓ આળસુ અને વિલાસી થઈ બેઠા છે. સેંકડો રાણીઓ કરે છે અને અંતઃપુરોમાં ભરાઈ બેસે છે. આર્યાવર્તના એક છેડાથી બીજા છેડા સુધી અંધાધૂંધી છે. સૌને અંકુશમાં આણે ને ફરી વ્યવસ્થા કરે એવો એકે સમ્રાટ આર્યાવર્તમાં દેખાતો નથી. રાક્ષસોના પ્રસારો તો વધ્યે જ જાય છે. આર્યોના દક્ષિણમાં જવાની વાત તો જવા દો, જે દેશ આર્યોએ પોતાનો કર્યો છે તેમાં પણ પ્રજા રાક્ષસોના ભયથી સુરક્ષિત નથી. ક્યાંયે યજ્ઞયાગ થઈ શકતા નથી. આબાદ થયેલા દેશ પણ ઉજજડ થતા જાય છે. આપણા પૂર્વજોએ કરેલું કામ બધું બગડતું જાય

છે. પણ હવે એવા શૂરા ક્ષત્રિયો તો નવા નીપજે ત્યારે, જૂના તો ઘણાખરાનો પરશુરામે સંહાર કરી નાંખ્યો!"

"ત્યારે હવે બ્રાહ્મણો શા માટે શસ્ત્ર લઈને રાક્ષસોને નથી મારતા? પરશુરામ કેમ પોતાનું બળ નથી વાપરતા?"

એ બ્રાહ્મણોનો જાતિસ્વભાવ નથી. અને પરશુરામને કે ક્ષત્રિયોને કોઈને સૂઝતું જ નથી કે આજે ખરું સંકટ કયું છે? બ્રાહ્મણ અને ક્ષત્રિયો માંહોમાંહ લડીને ક્ષીણ થાય છે, પણ શૂરાતન ખરું તો બતાવવાનું રાક્ષસો સામે છે એ તેઓ નથી જોઈ શકતા. એક અગસ્ત્ય એ સમજ્યા છે, અને તેથી એ તપોધન બ્રાહ્મણ વીર ક્ષત્રિયની પેઠે રાક્ષસોની વચ્ચે જઈને બેઠા છે. આ અંદરઅંદરના કલહથી કંટાળીને મેં શસ્ત્રો મૂકી દીધાં છે. બ્રાહ્મણો સામે લડયા કરવામાં ક્ષત્રીવટ નથી; અને ખરી ક્ષત્રીવટ વિના બ્રાહ્મણોનું પણ રક્ષણ થવાનું નથી. આ બંનેને કોણ એક કરે? રાક્ષસોના ભયમાંથી પ્રજાને કોણ મુક્ત કરે? રાક્ષસોને હરાવીને કોણ આર્ય બનાવે? આર્ય અને અનાર્ય, વાનર અને રાક્ષસ સૌ હળીમળીને રહે એવો શુભ દિવસ કોણ લાવે? એ ચિંતા મને થયાં જ કરે છે. રામલક્ષ્મણ! તમે રઘુવંશના કુમાર છો. જે ભગીરથે ગંગા પૃથ્વી પર આણી ભૂમિને પાવન કરી એ ભગીરથના વંશજ છો, તમે આ ભગીરથ કામને સારુ કમર નહિ કસો? આજે આર્યત્વનો અને આર્યાવર્તનો ઉદ્ધાર આ જ રીતે છે. મારા યજ્ઞનું રક્ષણ કરીને એની શરૂઆત કરો."

રામલક્ષ્મણે નીચે આંખો રાખીને મૌન ધારણ કરી ગુરુએ આપેલી દીક્ષા લીધી.

# તાટકાવધ

આ વાતચીતમાં તેમણે વનમાં પ્રવેશ કર્યો હતો. વિશ્વામિત્ર બોલ્યા. "રામ, હવે પહેલો આ પ્રદેશને જ નિર્ભય બનાવો. તાટકાને મારશો તો જગતની પીડા ટળશે ને આ વનને ઠેકાણે પાછો સમૃદ્ધિવાળો દેશ થશે. તાટકા સ્ત્રી છે એટલે સ્ત્રીને કેમ મરાય એ વિચારથી તમે આંચકો ન ખાતા. દુષ્ટ સ્ત્રી કે પુરુષ જગતને દુઃખ કરતાં હોય તો પ્રજાના પાલક રાજાનું એ જ કર્તવ્ય છે કે તેણે તેમને શિક્ષા કરવી. આ તાટકા તો પ્રજાપીડક છે જ. એને હણવામાં અધર્મ નહિ થાય."

ઋષિની આજ્ઞા રામે સાંભળી લીધી. હાથ જોડી ગંભીર થઈને તે બોલ્યા. "ભગવન્! પિતાએ મને આપને ચરણે સોંપ્યો છે. આપનું વચન મને શિરસાવંદ્ય છે. આપનો આદેશ હું માથે ચડાવું છું. હું ગોબ્રાહ્મણનું પાલન કરવા અને દેશને સુરક્ષિત કરવા તત્પર થઈશ, અને રાક્ષસોને હરાવી કે હણી પ્રજાને અભયદાન આપીશ."

આટલું બોલી રામે ધનુષના ટંકાર કર્યો તે સાંભળીને તાટકા ક્રોધથી સાસભરી ધસી આવી. બ્રહ્મર્ષિ વિશ્વામિત્રે એની સામે એક હુંકાર કર્યો અને બોલ્યા, "રાઘવોનો જય થાઓ!" તાટકાનું કદરૂપું મોઢું અને બેડોળ શરીર બતાવીને રામ લક્ષ્મણને કહેવા લાગ્યા, "આ સ્ત્રી છે એના પર પ્રહાર કરતાં મારું મન ચાલતું નથી. એનાં નાકકાન કાપીને એનું બળ અને એની ગતિ હરી લીધાં હોય તો બસ છે." આટલી વારમાં તો તાટકા હાથ ઊંચા કરીને ગર્જના કરતી રામ પર ધસી અને બંને ભાઈઓ ઉપર ધૂળ ઉરાડવા અને પથ્થર વરસાવવા લાગી. રામે એક બાણથી તેના હાથ વીંધી નાખ્યા અને લક્ષ્મણે ક્રોધે ભરાઈ તેનાં નાકકાન છેદી નાંખ્યાં. તાટકા આકાશમાં ચડીને વિવિધ રૂપ ધારણ કરી પથ્થર ફેંકવા લાગી. વિશ્વામિત્રે રામને કહ્યું, "શું જોઈ રહ્યા છો? એ દુષ્ટ સ્ત્રી પર દયા કરે કેમ પાલવશે? અંધારું પડે તે પહેલાં એનો તો વધ થવો જ જોઈએ. અંધારું થયા પછી રાક્ષસોને મારવા કઠણ પડે છે." રામે હવે તાટકાને મારવાનો નિશ્ચય કર્યો અને એક ભારે બાણ ફેંક્યું. તાટકા ધસી આવતી હતી તેની છાતીમાં બાણ વાગ્યું. તાટકા જમીન પર પડી અને એના પ્રાણ નીકળી ગયા.

તાટકા એ સ્વર્ગની અપ્સરા હતી અને શાપને યોગે યક્ષિણી થઈ હતી. રામે એનો ઉદ્ધાર કર્યો એટલે એને એનું મૂળ રૂપ પ્રાપ્ત થયું. તાટકાના શબમાંથી એક દિવ્ય પ્રકાશ નીકળ્યો. એક રૂપવતી અપ્સરા તેમાંથી નીકળી રામ, લક્ષ્મણ અને વિશ્વામિત્રને પગે પડી અને રામનાં સ્તુતિગાન ગાતી ગગન ગજાવતી સ્વર્ગને પંથે પડી. તે જ ક્ષણે આકાશમાંથી

પુષ્પવૃષ્ટિ થઈ અને દેવતાઓ હર્ષથી રામની સ્તુતિ કરવા લાગ્યા. એ રાત્રે એ ત્રણ જણે તાટકાવનમાં જ વાસ કર્યો અને સવારે ઊઠીને આગળ ચાલ્યા.

# ૧૩

# મખરક્ષણ

વિશ્વામિત્રને ટાઢક વળી હતી. તેમણે પોતાનું સ્વપ્નું ખરું પડતું જોયું. રામને તેમણે બીજાં કેટલાંક અમોઘ શસ્ત્રો આપ્યાં. તે જ રાત્રે તેઓ સિદ્ધાશ્રમમાં જ્યાં વિશ્વામિત્ર રહેતા હતા ત્યાં પહોંચ્યા. ઋત્વિજો ઋષિને રાજકુમારને લઈને આવેલા જોઈને હરખમાં આવી ગયા અને વિશ્વામિત્રને વળીવળીને નમન કરવા લાગ્યા. તેમણે વિશ્વામિત્રને યજ્ઞ શરૂ કરવાની વિનંતિ કરી. વિશ્વામિત્રે રામને કહ્યું: "કાલથી છ દિવસ સુધી તમારે યજ્ઞની રક્ષા કરવાની છે. રાક્ષસો ઘણા આવશે, માયાના જુદાજુદા ખેલ કરશે, પથ્થર નાંખશે, લોહીમાંસના વરસાદ વરસાવશે. હું તો યજ્ઞમાં રોકાયેલો હોઈશ. છ દિવસ સુધી મારું મૌન રહેશે. માટે તમે તેમનો પરાજય કરવાને તૈયાર થઈ રહેજો અને સાવધાનતાથી અને હિંમતથી કામ કરજો."

સવારે રામલક્ષ્મણ ઊઠી નિત્યકર્મથી પરવારી શસ્ત્રાસ્ત્રથી સજ્જ થઈને વિશ્વામિત્ર પાસે આવ્યા. ઋષિએ યજ્ઞની દીક્ષા લીધી અને યજ્ઞ શરૂ થયો. એમ પાંચ દિવસ તો નિર્વિઘ્ને ગયા. છટ્ઠે દિવસે મન્ત્રોચ્ચારનો ઘોષ શરૂ થયો અને અગ્નિમાં આહુતિઓ અપાવા લાગી એટલે એકાએક આકાશમાં ભયાનક અવાજ થયો અને ચોમાસામાં વાદળાંથી આકાશ ઘેરાય એવો અંધકાર ફેલાઈ ગયો. મારીચ અને સુબાહુ અનુયાયી દળ સાથે આવીને આકાશમાં માયાવી ખેલ કરવા લાગ્યા. થોડી પળમાં લોહીનો વરસાદ પણ શરૂ થયો.

રામ અત્યાર સુધી ઊભા ઊભા આ ખેલ જોયા કરતા હતા. તેમની આંખ હવે ફરી ગઈ. તેમણે લક્ષ્મણ તરફ નજર કરી અને એક તેજસ્વી બાણ કાઢીને મારીચને છાતીમાં માર્યું. બાણ મારીચને લઈને ઊછળ્યું અને તેને સો યોજન પર લઈ જઈને નાંખ્યો. બીજી બાજુ લક્ષ્મણે પણ એક બાણ મારી સુબાહુને વીંધી જમીન પર પાડ્યો. પળવારમાં સુબાહુના પ્રાણ નીકળી ગયા. બીજા પણ કેટલાક રાક્ષસો તે દિવસે રામલક્ષ્મણનાં બાણોના ભોગ થઈ પડ્યા. સરદારને પડેલા જોઈને બીજા કેટલાક જીવ બચાવવા નાસી ગયા. બ્રાહ્મણોનું વિઘ્ન ટળ્યું અને યજ્ઞ સુખે ચાલવા લાગ્યો. તે દિવસે યજ્ઞની પૂર્ણાહુતિ થઈ. વિશ્વામિત્ર યજ્ઞ પૂરો થયાથી સંતુષ્ટ થયા હતા. તેમણે રામલક્ષ્મણને આશીર્વાદ આપ્યો, અને બધે જયજયકાર થઈ રહ્યો.

ઋત્વિજ—યજ્ઞમાં ભાગ લેનાર બ્રાહ્મણ   મખ—યજ્ઞ
યોજન—ચાર ગાઉ   અમોઘ—અફળ ન જાય એવું

## ૧૪

# રાજર્ષિનાં દર્શને

ઘણા વખતથી શરૂ કરેલો યજ્ઞ આજે નિર્વિઘ્ન પૂરો થયો અને રાક્ષસોનો ઉપદ્રવ સદાને માટે ટળ્યો તેથી ઋષિઓ રામલક્ષ્મણને તારણહાર માનવા લાગ્યા હતા. તેમણે રાજકુમારને થોડા દિવસ રોકવા બહુ આગ્રહ કર્યો. રામ-લક્ષ્મણને પણ વિશ્વામિત્રનો સંગ અને તપોવનનું રળિયામણું અને પવિત્ર સ્થાન છોડી જવું ગમતું નહોતું, તેથી તેમણે રહેવા માટે સહેજ પણ આનાકાની ન કરી. દશરથ રાજાને ચિંતા ન થાય માટે તેમની પાસે શિષ્ય મોકલી ઋષિએ રામનાં પરાક્રમની તેને જાણ કરી. અહીંયાં રાજકુમાર આનંદભેર દિવસ નિર્ગમન કરવા લાગ્યા. ઋષિઓના સહવાસમાં વખત એવો જલદી પસાર થઈ જતો કે ઘેર જવાની વાત પણ એમને યાદ આવતી નહિ. વધારેમાં વધારે રસ તો તેમને વિશ્વામિત્રના ઉપદેશ અને વાર્તાઓ સાંભળવામાં પડતો અને તે સાંભળવામાં તેઓ કદી ચૂક પડવા દેતા નહિ.

એક દિવસ જનક રાજાની વાત નીકળી. જનક રાજાને પરશુરામે આપેલા ધનુષની વાત સાંભળીને રામ-લક્ષ્મણને એ ધનુષ પર જોર અજમાવી જોવાનું મન થઈ આવ્યું. ઋષિ એમના મનનો ભાવ કળી ગયા હતા. તેમણે કહ્યું: " આ જનક બહુ પવિત્ર અને જ્ઞાની પુરુષ છે. એમની સાથે વાર્તાલાપ કરવો એ પણ એક લહાવો છે. હું તો વારંવાર તેમને મળવા જઈ આવું છું. અત્યારે એમને ત્યાં યજ્ઞ થાય છે. તમારે મિથિલા નગરી જોવી હોય, જનકનાં દર્શન કરવાં હોય અને શિવનું ધનુષ જોવાની ઇચ્છા હોય તો આપણે આવતી કાલે જઈશું." રાજકુમાર તો ઋષિની આજ્ઞાની વાટ જ જોઈ રહ્યા હતા. તેમણે ઝટપટ તૈયારી કરી લીધી. તે રાત્રે તેમને મિથિલા નગરનાં, જનકના દરબારનાં અને ધનુષભંગનાં મધુર મધુર સ્વપ્નાં પણ આવ્યાં.

## ૧૫

# અહલ્યાનો ઉદ્ધાર

સવારે મુસાફરી શરૂ થઈ. વિશ્વામિત્ર હિમાલય જવાના હતા, એટલે તેમણે સિદ્ધાશ્રમની, આશ્રમનાં પશુપક્ષીઓની અને વનદેવતાઓની છેવટની વિદાય લીધી. આ વખતે એમની સંગાથે એક મોટું ઋષિવૃંદ થયું હતું. સંઘ ચાલ્યો. રાતે શોણનદને તીરે આવી ત્યાં વાસો કર્યો. રાતે વાર્તાઓ તો ચાલે જ. રામે પૂછ્યું, 'આ કયો દેશ? એનો શો ઇતિહાસ છે?'

એ વિશ્વામિત્રના પૂર્વજોના રાજ્યનો પ્રદેશ હતો. એટલે તેમણે પોતાના વંશનો વૃત્તાંત કહેવા માંડ્યો: "બ્રહ્માપુત્ર કુશને ચાર દીકરા હતા. ચારે ચાર નગરોની સ્થાપના કરી. કુશનાભે પાંચ ટેકરીઓની વચ્ચે ગિરિવ્રજ નગર સ્થાપ્યું. કુશનાભને સો કન્યાઓ અને એક પુત્ર હતો. પુત્ર તે મારા પિતા ગાધિ. મારે સત્યવતી નામની મોટી બહેન હતી. ઋચીક રાજાને તે આપેલી. પતિના મરણ પછી તેણે સહગમન કર્યું અને સદેહે સ્વર્ગે ગઈ. હવે એ હિમાલયની તળેટીમાં કૌશિકી નદી થઈને વહે છે. એનું માનવી જીવન જેવું પરોપકારમાં ગયું તેવું જ પરોપકારી જીવન એ નદી બનીને ગાળે છે. અને જ્યાં જ્યાં વહે છે ત્યાં ત્યાં લોકોને સુખી કરે છે. મેં જ્યારથી નિવૃત્તિ લીધી ત્યારથી હું કૌશિકીની જોડે જ રહું છું. એના પાણીમાં સ્નાન કરું છું. અમારી ભાઈબહેનની વાતો રાતદિવસ ચાલે છે. ઘડી પણ મને એનું વિસ્મરણ થતું નથી. મારે યજ્ઞ કરવો હતો એટલે હું સિદ્ધાશ્રમમાં આવેલો. તમે આવ્યા ને મારો યજ્ઞ પાર ઉતર્યો. હવે મારું અહીંનું કામ પૂરું થયું છે. જનકના યજ્ઞમાંથી હું હિમાલયમાં બહેન પાસે જઈશ, અને હવે ત્યાં જ રહીશ. ફરી અમારી વાતો ચાલશે. રામ, એવી ધર્મનિષ્ઠ બહેન આ જગતમાં ભાગ્યે જ મળવી દોહ્યલી છે."

દૂર હિમાલયના ચરણ ધોતી બહેનના સ્મરણથી વિશ્વામિત્રનો કંઠ ગદ્ગદ થવા લાગ્યો. રાત પણ ઘણી ગઈ હતી. ઝાડપાન હાલતાં બંધ હતાં. પશુપક્ષીઓ જંપી ગયાં હતાં. ચંદ્રોદયના ઝાંખા તેજમાં ઝાડોના ઓળા દૂરદૂર સુધી લંબાયા હતા. આકાશ અગણિત આંખો કરીને

ભૂતળ પરની આ લીલા જોતું હતું. રાત્રિની એ નીરવ શાંતિમાં સમસ્ત વિશ્વના મિત્ર આ નદીબંધુ ઋષિની નિર્મળ વાણીએ સૌનાં હૃદયમાં શાંતિ રેડી દીધી. ઋષિએ અંતે કહ્યું. "કુમારો, ભાઈઓ, અડધી રાત્રિ તો વીતી ગઈ છે. હવે સૂઈ જાઓ. સવારે શોણને આપણે ચાલીશું."

સવારે શોણ પાર કરીને ચાલ્યા. ત્યાં ગંગામૈયાનાં ફરી દર્શન થયાં. વિશ્વામિત્રની વાર્તાઓનો તો ધોધ ચાલતો હતો. આજે ગંગાવતરણની અદ્ભુત વાર્તા કહી. સાઠ હજાર સગરપુત્રો કપિલના ક્રોધાગ્નિમાં બળીને ભસ્મ થઈ ગયા. હવે સ્વર્ગમાંથી ગંગા ઊતરે તો જ એમનો ઉદ્ધાર થાય. રાજા અંશુમાને કાકાઓની ભસ્મને ગંગાજળથી પાવન કરવાનો નિશ્ચય કર્યો. રાજ્ય પુત્ર દિલીપને આપ્યું ને વન ગયા. ગંગા ન આવી. દિલીપ પણ ભગીરથને મૂકી તપ કરવા ગયો. ભગીરથને થયું, હજી તપ ઓછું પડે છે! એને દીકરો હતો નહિ. રાજ્ય પ્રધાનોને સોંપ્યું અને નીકળ્યો. હિમાલયનાં દેવદારુનાં વનમાં તપસ્યાની અવધિ વાળી. ગંગા પ્રસન્ન થઈ. ગૌરાંગ મહાદેવ સંતુષ્ટ થયા. અને ગંગાનો ભૂતળ પર અવતાર થયો. સ્વર્ગંગા ભાગીરથી બની, સગરપુત્રોનો ઉદ્ધાર થયો.

રઘુવંશનો આ મહિમા સાંભળ્યો તે રાત્રે રામલક્ષ્મણને ઊંઘ ન આવી. આખી રાત સાનંદાશ્ચર્યમાં ગઈ. કેટલી કુળની તપસ્યા! કેટલો અડગ નિર્ધાર! કેટલો ઉજ્જ્વળ અને કઠણ વારસો!

રાત્રિનું રાજ્ય પૂરું થયું ને દિવસની શરૂઆત થઈ એટલે પાછો પ્રવાસ ચાલ્યો. આ વખતે વહેલા પહોંચવાની કંઈ ઉતાવળ નહોતી એટલે મુસાફરી પણ ધીમેધીમે જ

હતી. રસ્તામાં જોવા જેવું કોઈ રમ્ય સ્થળ આવે તો તે જોઈને જ તેઓ આગળ વધતા. કોઈ વાર રસ્તામાંના આશ્રમમાં રહેતા ઋષિશિષ્યો સમિધની ખોળમાં કે લાકડાં શોધવા અથવા વાછરડું ખોવાયું હોય તેને ખોળવા વનમાં નીકળ્યા હોય તેમના ભેટો થાય તો વિશ્વામિત્રને આગ્રહ કરીને આશ્રમમાં પોતાના ગુરુ પાસે લઈ જાય. ત્યાં તેમનું અર્ઘ્યથી સ્વાગત થાય, ઘડી બે ઘડી વાર્તાલાપ ચાલે. આશ્રમવાસીઓ કંઈ ફળમૂળ ભાવથી આપે તે ખાઈ લે અને ફરી પાછા ચાલવા માંડે. વિશ્વામિત્ર હાજર ન હોય એવી વેળાએ તેમની સાથેના શિષ્યો આશ્રમમાંના છોકરાઓને રામલક્ષ્મણની ઓળખાણ કરાવે અને ખૂબ છટાથી તેમનાં પરાક્રમનાં વર્ણનો કરી ઘડી બે ઘડી વિનોદ કરાવે.

કેટલેક દિવસે મુસાફરી પૂરી થવા આવી. મિથિલા આવવાનું થયું ત્યાં માર્ગમાં એક સુંદર વન આવ્યું. જાત-જાતનાં લીલાંછમ ઝાડ ફળફૂલથી લચી જતાં હતાં. છતાં ત્યાં એક પણ પ્રાણી ફરકતું નહોતું તે જોઈને રામને વિસ્મય થયું. તેમણે વિશ્વામિત્રને આમ હોવાનું કારણ પૂછ્યું. ઋષિએ કહ્યું: “અહીંયાં ગૌતમ નામના એક અતિ વિદ્વાન અને પવિત્ર ઋષિ રહેતા હતા. તેમની પત્નીનું નામ અહલ્યા હતું. અહલ્યા સતી હતી અને હમેશાં પતિસેવામાં તત્પર રહેતી. એક વાર અહલ્યાથી ઘણો ગંભાર અપરાધ થઈ ગયો. ઋષિ ક્રોધે ભરાયા. અહલ્યાને પણ પાર વિનાનો પસ્તાવો થયો. ઋષિએ એને કહ્યું, ‘આ પાપ ધોઈ કાઢવા તું અહીં ઉપવાસ કરતી રહેજે, તપ આચરજે અને ભસ્મ-શય્યા પર સૂઈ રહેજે.’ પત્નીની આ સ્થિતિથી ઋષિને બહુ

ઉદ્વેગ થયો. તેઓ આ વન છોડી ચાલ્યા ગયા. તેમનો પુત્ર શતાનંદ હતો તે જનક રાજાને ત્યાં જઈ રાજાના પુરોહિત થયો. આમ ઋષિનું ઘર ભાંગ્યું અને આશ્રમ સૂનો થઈ ગયો. તે દિવસથી પ્રાણીઓ પણ આ વનને છાંડી ગયાં છે. કોઈ પુણ્યપુરુષનાં પગલાં આ વનમાં થશે ત્યારે અહલ્યાનો શાપ છૂટશે અને વનની સમૃદ્ધિ પાછી ફરશે."

આમ કહીને ઋષિ રાજકુમારને ગૌતમના આશ્રમ જોવા લઈ ગયા. આશ્રમ આગળ આવ્યા ત્યાં એક પર્ણકુટીમાંથી ચાલતા શબ જેવી એક સ્ત્રી ઊભા થઈ ધીમે ધીમે વિશ્વામિત્ર અને રાજકુમાર પાસે આવી. તેણે સફેદ વસ્ત્ર પહેર્યાં હતાં. વાળ ઘણાં વર્ષોથી ઓળેલા ન હોવાથી ભેગા બાઝી જઈને એની જટા થઈ રહી હતી. એની આંખો નીચે ઢળેલી હતી અને તેમાં સંપૂર્ણ નમ્રતા હતી. રામના આગમનથી ઘણે વર્ષે તેને નવો જન્મ પ્રાપ્ત થયો હતો. ઋષિ અને રાજકુમાર ઊભા હતા ત્યાં આવી તેણે રામને ચરણે માથું મૂકી પ્રણામ કર્યા. તેનો કંઠ રૂંધાઈ ગયો હતો. તેનાથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ. તેની આંખમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં. રામે અહલ્યાને ઓળખી અને તેને વંદન કરી ઊભા કરી. વિશ્વામિત્રે તેને ખૂબ સાંત્વન આપ્યું.

એટલામાં ગૌતમ ઋષિ પણ ફરતા ફરતા ત્યાં આવી પહોંચ્યા. અહલ્યાને પાપથી પાવન થયેલી જોઈ તેમને અત્યંત આનંદ થયો. તેમણે વિશ્વામિત્ર અને રામલક્ષ્મણને એક દિવસની મહેમાનગીરી સ્વીકારવા આગ્રહ કરી રાખ્યા. આશ્રમમાં ઘણે વર્ષે ફરીથી ચેતન આવ્યું, પશુપક્ષીઓ પણ આવવા લાગ્યાં અને વન પહેલાંના જેવું જ રમણીય બની રહ્યું.

# જાનકીપરિણય

ગૌતમ અને અહલ્યાનું આતિથ્ય સ્વીકારી ઋષિ અને રાજકુમાર મિથિલા આવી પહોંચ્યા ને સીધા યજ્ઞવાટમાં ગયા. અનેક બ્રાહ્મણો ગાડાં લઈને આવ્યા હતા અને જુદાજુદા ઉતારાઓમાં ઊતર્યા હતા. યજ્ઞ ચાલતો હતો અને ધર્મચર્ચા પણ થતી હતી. વિશ્વામિત્રનો સૌએ સત્કાર કર્યો. રાજાએ આવીને એમનું પૂજન કર્યું. વિશ્વામિત્રે ત્યાં જ ઉતારો કર્યો.

સવારે ઊઠીને નગરમાં જનકને મળવા ગયા. રામ-લક્ષ્મણની ઓળખાણ તો આગલી રાત્રે થઈ જ હતી. ઋષિએ કહ્યું, "તમારી પાસે પરશુરામે આપેલું શિવધનુષ છે તે જોવાની એમની ઇચ્છા છે." જનક ઋષિ અને રાજ-કુમારોને જે જગાએ ધનુષ હતું ત્યાં લઈ ગયા અને ધનુષ બતાવી તેનો ઇતિહાસ કહી સંભળાવ્યો. વિશ્વામિત્રને તેમણે કહ્યું: "જે પુરુષ આ ધનુષ પર બાણ ચડાવે તેની સાથે સીતાને પરણાવવાનો મેં નિશ્ચય કર્યો છે. આજ સુધીમાં અનેક જણા આવી ગયા પણ કોઈથી ધનુષ ઊપડી પણ શક્યું નથી તો બાણ ચડાવવાની શી વાત? રામ એના પર બાણ ચડાવી શકે તો હું સીતા એમને આપું."

વિશ્વામિત્ર બોલ્યા. "રામ, ત્યારે આ ધનુષ પર બાણ ચડાવવાનો પ્રયત્ન કરી જુઓ. પૂરી સાવધતા અને હિંમત રાખજે એટલે નિષ્ફળ નહિ જવાય."

રામ આગળ આવ્યા. ગુરુને વંદન કર્યું અને ધનુષ તરફ વળ્યા. આ બધું ચાલતું હતું એટલામાં જનકના ભાઈ અને દરબારના બીજા લોકો પણ ત્યાં ભેગા થઈ ગયા હતા. પાછળ ઝરૂખામાં અંતઃપુરની સ્ત્રીઓ ભરાઈ હતી અને તે સૌની પાછળ સીતા સખીની સોડમાં લપાઈને ઊભી હતી. બધાં એકીટશે રામ અને ધનુષ તરફ જોઈ રહ્યાં હતાં. ઘડીવારમાં શું થશે તે વિચારથી બધાંનાં હૃદય ધબકી રહ્યાં હતાં. એક ક્ષણમાં રામે ધનુષ ઉપાડી લીધું અને દોરી ચડાવવાને એને વાળી જોયું. ધનુષ ખેંચતાની સાથે મોટો કાન ફાડી નાંખે એવો કડાકો થયો અને ધનુષના બે કકડા થઈ ગયા. જોવા ઊભેલાં સર્વ સ્ત્રીપુરુષ ચકિત થઈ ગયાં. સીતાને પણ અપૂર્વ આનંદ થયો. આટલે વર્ષે પુત્રીને માટે યોગ્ય વર મળી આવ્યો જાણી જનકને પણ પૂર્ણ સંતોષ થયો.

હવે સીતાના લગ્નની તૈયારીઓ થવા લાગી. રાજ્યના જોષીઓએ લગ્નનું શુભ મુહૂર્ત જોઈ આપ્યું. જનકે દશરથને બોલાવવા માણસ મોકલ્યાં. થોડે દિવસે દશરથ રાજા સકળ પરિવાર સાથે જાન લઈને મિથિલા આવી પહોંચ્યા. નગર બહાર તળાવ નજીક સુશોભિત હરિયાળી જમીનમાં તંબૂ તાણેલા હતા તેમાં જાનને ઉતારો આપવામાં આવ્યો. પોતાની બીજી પુત્રી ઊર્મિલા હતી તેને લક્ષ્મણને આપવાનો

અને પોતાના નાના ભાઈ કુશધ્વજની બે પુત્રીઓ હતી તેમને ભરત અને શત્રુઘ્નની સાથે પરણાવવાનો જનક નિશ્ચય કર્યો હતો. રાજપુત્રીઓનાં લગ્નના ઉત્સવમાં આખું મિથિલા ઉત્સાહથી ભજ્યું હતું.

પહેલે દિવસે જનક રાજાને ત્યાં સભા ભરાઈ. ત્યાં વસિષ્ઠે દશરથની વંશાવળી ગણાવી અને જનકે પોતાના વંશનો ઇતિહાસ કહ્યો. બીજે દિવસે દશરથે ચાર હજાર બ્રાહ્મણોને એક એક ગાયનું દાન કર્યું. તે દિવસે ભરતનો મામો કેકયરાજ યુધાજિત પણ આવી પહોંચ્યો. ત્રીજે દિવસે લગ્નનું મુહૂર્ત હતું. જાનીવાસે સર્વેએ સવારે બ્રાહ્મમુહૂર્તમાં ઊઠીને નિત્યકર્મ કરી લીધું. રાજકુમારને સુશોભિત અને બહુમૂલ્ય વસ્ત્ર અને આભૂષણ પહેરાવવામાં આવ્યાં અને લગ્નમંડપ તરફ પ્રયાણ શરૂ થયું. વસિષ્ઠ અને બીજા મુનિઓ સૌથી મોખરે ચાલતા હતા. લગ્નમંડપ આગળ આવ્યા ત્યાં જનક અને કુશધ્વજે તેમનો સત્કાર કર્યો અને મંડપમાં આણ્યા. વિશાળ લગ્નમંડપ મિથિલાવાસીઓથી ભરાઈ ગયેલો હતો. વચ્ચોવચ એક વેદી રચવામાં આવી હતી. રાજકુમાર વેદી આગળ આવ્યા એટલે જનકે તેમને આસન આપી બેસાડ્યા. વેદમંત્રના ઉચ્ચાર થવા લાગ્યા. અગ્નિદેવ અને મહર્ષિઓની સમક્ષ એક પછી એક એમ રામે સીતાનું, લક્ષ્મણે ઊર્મિલાનું, ભરતે માણ્ડવીનું અને શત્રુઘ્ને શ્રુતકીર્તિનું પાણિગ્રહણ કર્યું. સર્વત્ર આનંદોત્સવના પોકાર થઈ રહ્યા. જનક રાજાએ કન્યાદાનમાં હજારો ગાયો, અનેક પ્રકારના ઢગલાબંધ વસ્ત્રાલંકાર, સેંકડો હાથીઘોડા, અને સો દાસદાસીઓ આપ્યાં.

બીજે દિવસે સવારે વિશ્વામિત્ર વિદાય લઈને ઉત્તર દિશામાં ગયા. દશરથ પણ જાન લઈને અયોધ્યા જવા નીકળ્યા. જનક કુટુંબપરિવાર સાથે જાનને વળાવવા નગરની ભાગોળ સુધી ગયા. રાજપુત્રીઓનો વિયોગ તેમની માતાઓને બહુ સાલતો હતો. તેમણે પુત્રીઓને ઘણીઘણી રૂડી શિખામણ આપી. જનક અને દશરથ વચ્ચે બહુ વાતચીત થઈ. અંતે સૌ છૂટાં પડયાં. જાનને વળાવીને જનક નગરમાં પાછા વળ્યા.

| | |
|---|---|
| પરિણય–લગ્ન | આતિથ્ય–પરોણાગત |
| પાણિગ્રહણ–હસ્તમેળાપ | બ્રાહ્મમુહૂર્ત–સવારના સાડાત્રણથી ચારનો વખત |

૧૭

# પરશુરામનો તેજોવધ

જાન અયોધ્યાને રસ્તે મુસાફરી કરવા લાગી. જાનમાંનાં બધાં માણસો પૂર્ણ આનંદમાં મહાલતાં ચાલતાં હતાં. તેવામાં એક દિવસ ઉપરાછાપરી અશુભ શુકન થવા લાગ્યા. પક્ષીઓના ભયંકર સ્વર સંભળાવા લાગ્યા, પશુઓ થંભી ગયાં, આકાશ અંધારાથી છવાઈ ગયું અને વાયુ જોરમાં વાવા લાગ્યો. જાનના માણસો ગભરાવા લાગ્યા. સામેથી ધૂળના ગોટેગોટ ઊડવા લાગ્યા. જાનમાં દશરથ, વસિષ્ઠ અને રાજપુત્રો એટલા જ સાવધ રહ્યા. તેમણે બીજાને ધીરજ આપવા માંડી. એટલામાં સામેથી પહાડ જેવી

તેજસ્વી મૂર્તિ* પૂરપાટમાં આવતી જણાઈ. તેને એક ખભે ધનુષ હતું, બીજે ખભે ચળકાટ મારતી કુહાડી હતી અને હાથમાં ધનુષબાણ હતાં. લાંબી જટા અને ઝગઝગાટ કુહાડી જોઈને બધાએ પરશુરામને ઓળખ્યા. તેઓ ફરીથી ક્ષત્રિયોનો સંહાર કરવા તો નહિ નીકળ્યા હોય એ ભયથી સૌ કોઈના મનમાં ગભરાટ પેઠો. પરશુરામની ભવ્ય અને તેજસ્વી મૂર્તિ પાસે આવતાં જ વસિષ્ઠ વગેરે ઋષિઓએ તેમનો સત્કાર કર્યો અને સૌએ તેમને પ્રણામ કર્યા.

પરશુરામનો ક્રોધ ફૂંફાડા મારતો હતો. તે ગર્જી ઊઠ્યા. 'ક્યાં છે રામ?'

રામ સૌથી મોખરે આવીને ઊભા. પરશુરામ ફરી બોલ્યા, "તેં જ શિવનું ધનુષ તોડ્યું ને? એ વાત સાંભળીને હું આવ્યો છું. એ ધનુષ તોડીને તું બળથી ફુલાઈ જાય એટલા માટે હું આ બીજું ધનુષ લાવ્યો છું. આ વિષ્ણુનું ધનુષ છે. એના પર બાણ ચડાવી જોત. અને બાણ ચડાવી શકે તો પછી મારી જોડે દ્વંદ્વયુદ્ધ કરવા આવી જા."

પરશુરામનું નામ સાંભળ્યું ત્યારથી જ દશરથના હોશ ઊડી ગયા હતા. તેમને બોલતા સાંભળી તે ધ્રૂજવા લાગ્યો. તેણે કરગરીને કહ્યું, "ભગવન્, આપ શા સારુ આટલો ક્રોધ કરો છો? અમે આપનું શું બગાડ્યું છે? આપનું પરાક્રમ ન જાણે એવો ત્રિભુવનમાં કોણ છે? આપે તો ઇંદ્ર આગળ પ્રતિજ્ઞા કરી શસ્ત્રો મૂકી દીધેલાં. એ ફરી શું મારા

*कैलासमिव दुर्धर्षं कालाग्निमिव दुःसहम् ।
ज्वलन्तमिव तेजोभिर्दुर्निरीक्ष्यं पृथग्जनैः ॥

કુળનું નિકંદન કાઢવાને જ ધારણ કર્યાં છે? શું આપ મારા પુત્રોને મારવાને જ અહીં આવ્યા છો? જામદગ્ન્ય, આપને પગે પડીને વીનવું છું, મારો અપરાધ ક્ષમા કરો. મારે તો આ દીકરો આંધળાની લાકડી છે, એને ન મારશો. હું આપને પ્રણિપાત કરું છું.”

દશરથનાં આ વચન પરશુરામે કાને પણ ન ધર્યાં. એમણે રામને કહ્યું, “હે દશરથપુત્ર, બતાવ તારું પાણી. આ બન્ને ધનુષ વિશ્વકર્માએ બનાવેલાં છે. શિવનું ધનુષ જર્જર થઈ ગયેલું, એટલે તૂટી ગયું હશે. આ વિષ્ણુનું ધનુષ એ દેવે મારા પૂર્વજ ઋચીક ભાર્ગવને આપેલું. એ અમારા ઘરમાં પૂજાતું આવ્યું છે. એના પર તું બાણ ચડાવ, અને પછી મારી જોડે બાથ ભીડવા આવી જા. તું જાણે છે રામ, મારું બાહુબળ? ક્ષત્રિયોનો હું કાળ છું. મેં પિતાનો વધ કરનાર કાર્તવીર્ય સહસ્રાર્જુનના સહસ્ર બાહુ આ પરશુરામે છેદી નાંખ્યા છે. એકવીસ વાર મેં ક્ષત્રિયોનો સંહાર કરી આ પૃથ્વીને નિષ્કંટક બનાવી છે, અને બ્રાહ્મણોને નિર્ભય કર્યા છે. આજે આખા દેશમાં પરશુરામના નામની હાક પડતાં મનુષ્યો થરથરી ઊઠે છે. એ હું ભૃગુકુળનો વંશજ જામદગ્ન્ય તને કહું છું, તું ઉદ્ધત ક્ષત્રિય હોય તો હું તારો પણ અંત આણવાનો છું. તારી સામે આ કાલાગ્નિ ભભૂકી રહ્યો છે એમ સમજજે.”

રામે શાંતિથી આ વચનો સાંભળી લીધાં. પછી આગળ આવીને પરશુરામ પાસેથી ધનુષ લીધું અને તે પર બાણ ચડાવ્યું. આટલા નાનો યુવક વિષ્ણુના ધનુષને બાણ ચડાવે છે એ જોઈ પરશુરામ તો આભા જ બની ગયા. રામે કહ્યું:

"મહારાજ. આપ પવિત્ર બ્રાહ્મણ છો તેથી હું આપને વંદન કરું છું. આપે બાપનું વેર વાળ્યું તેને માટે મને આપને સારું માન છે. પણ જ્યારે આપ મારા બળની હાંસી કરો અને શિરજોરી કરતા આવો ત્યારે તો મારે મારું પાણી બતાવવું જ જોઈએ. મારું આ બાણ કદી અફળ જનાર નથી. એને હું ક્યાં મારું તે બતાવો. આપ બ્રાહ્મણ હોવાથી પૂજનીય છો, માટે આપનો વધ તો મારાથી થાય જ નહિ. તેથી મારું બાણ કાં તો આપના પગને વેધી આપની આકાશગતિ અટકાવશે, કાં તો ત્રિલોકનો સંહાર કરશે."

રામનાં આ બહાદુરીભર્યાં વચનો સાંભળી પરશુરામનો ગર્વ ગળ્યો. ક્રોધને લીધે તેમનું બળ પણ ક્ષીણ થઈ ગયું હતું. તેમને પૂર્વજન્મની સ્મૃતિ થઈ અને દશરથપુત્ર રામ પોતાનું તેજ હણશે એ ભવિષ્ય યાદ આવ્યું. તેમણે નમ્રતાથી કહ્યું : "રામ, ક્ષત્રિયો પાસેથી લીધેલી પૃથ્વી મેં અગસ્ત્યને આપી દીધી છે તેથી હું રાત્રે પૃથ્વી પર આવતો નથી. માટે મારી આકાશગતિ ન રોકશો. મેં તમારું પરાક્રમ જાણ્યું છે. પૃથ્વી પર મારું કામ પૂરું થયું છે. હું હવે અહીંથી મહેંદ્ર પર્વત પર ચાલ્યો જઈશ. મારી શક્તિ અને વિષ્ણુનું ધનુષ અને હું તમને સમર્પણ કરું છું."

આ શબ્દો બોલી પરશુરામ વસિષ્ઠ વગેરેને નમસ્કાર કરી ચાલતા થયા. પરશુરામ ગયા પછી સૌનાં વદન પ્રફુલ્લિત થયાં અને રામની વાહવાહ બોલાઈ. દશરથને થયું કે આજે ક્ષત્રિયોની ગયેલી આબરૂ પાછી વળી. પ્રવાસ શરૂ થયો અને થોડે દિવસે જાન અયોધ્યા આવી પહોંચી.

રાજકુમાર અને રાજવધૂનું સ્વાગત કરવાને આખું અયોધ્યા ઊલટયું હતું. વાજતેગાજતે અને હર્ષનાદ વચ્ચે જાને અયોધ્યામાં પ્રવેશ કર્યો, અને રાજાના મહેલ આગળ આવી પહોંચી. રાણીઓએ પુત્રવધૂઓનાં ઓવારણાં લીધાં અને મહેલમાં પ્રવેશ કર્યો. અયોધ્યામાં ઘણા દિવસ સુધી ઉત્સવ ચાલી રહ્યો.

ઉત્સવ પૂરો થયે કૈકેયીના ભાઈ યુધાજિતે જવા તૈયારી કરી અને ભરતશત્રુઘ્નને લઈ જવાની માગણી કરી. દશરથે તેમને મામાની સાથે જવા દીધા. રામ અને લક્ષ્મણ અયોધ્યામાં પિતાની પાસે જ રહ્યા.

## ૧૮

# રામ યુવરાજ થશે

એક દિવસ જમ્યા પછી દશરથ અરીસામાં મોં જોતા હતા ત્યાં કાન આગળ એક ધોળો વાળ તેની નજરે પડયો. તે કાળમાં એવો રિવાજ હતો કે છોકરાંને છોકરાં થાય અથવા પોતાને પળિયાં આવે એટલે ઘરનો ભાર પુત્રને માથે નાંખી પુરુષે વાનપ્રસ્થ ધારણ કરવું, વનમાં જઈ ઝૂંપડી બાંધી કંદમૂળ કે ખેતર લણ્યા પછી પડી રહેલું અનાજ વીણીને તે ખાઈને રહેવું અને મોક્ષ મેળવવાને સાધના કરવી. સ્ત્રીની ઇચ્છા હોય તો તેને પણ વનમાં લઈ જવી, નહિ તો તેને ઘેર પુત્રની પાસે રહેવા દેવી. ધોળો વાળ જોઈ દશરથે વિચાર

કર્યો કે આ વાળ જાણે મને એ જ કહી રહ્યો છે કે હવે મારે પણ રામને યુવરાજ બનાવી ધીમેધીમે રાજ્યનો ભાર તેને માથે નાંખી નિવૃત્ત થવું. રાજ્યકારભારથી નિવૃત્તિ મળશે એ વિચારથી દશરથના હૃદયનો અડધો ભાર ઊતરી ગયો.

તેણે તરત જ વસિષ્ઠને બોલાવી તેમને પોતાનો વિચાર જણાવ્યો. વસિષ્ઠને રાજાનો વિચાર બહુ જ ગમ્યો. તેમણે કહ્યું: "રામ જેવા ગુણિયલ પુત્રને રાજ્યનો ભાર સોંપવાની સન્મતિ તને સૂઝી છે તેથી હું ખૂબ રાજી થયો છું. એથી તારું અને પ્રજાનું બંનેનું કલ્યાણ થશે. પ્રજા તો રામને માટે પ્રાણ પાથરવા તૈયાર છે." દશરથે કહ્યું: "ગુરુજી, પણ એ કામ જેમ બને તેમ જલદી આટોપી લેવું જોઈએ. માણસના મનનો ભરોસો નહિ; ઘડીમાં ફરી જાય, અને આવું કલ્યાણકારક કામ અટકી જાય. માટે આવતી કાલે સવારમાં જ આપણે રાજસભામાં આ વાત કરવી અને પ્રજાનું મન જાણી લેવું."

બીજે દિવસે સવારે દરબાર ભરાયો. રાજાના પ્રધાનો, રાજ્યના બીજા અમલદારો, નગરના પ્રતિષ્ઠિત ગણાતા સજ્જનો, વિદ્વાનો વગેરે સભામાં આવ્યા હતા. કેટલાક ખંડિયા રાજાઓ પ્રસંગવશાત્ અયોધ્યા આવેલા તે પણ હાજર હતા. સભાનું બીજું બધું કામકાજ પૂરું થઈ ગયા પછી રાજાએ સભા આગળ રામને યુવરાજ બનાવવાનો પોતાનો વિચાર જણાવ્યો. મેઘગર્જના થતી હોય એવા ગંભીર સ્વરે દશરથે કહ્યું: "પ્રજાજનો, તમે જાણો છો કે મારા પૂર્વજોએ પ્રજાનું પુત્રવત્ પાલન કર્યું છે. મેં પણ એમને પગલે ચાલીને અહોરાત્ર જાગ્રત રહી પ્રજાના

શ્રેયનું ચિંતન કર્યું છે અને પ્રજાનું રક્ષણ કર્યું છે. આ કાયા જગતનું ભલું કરતાં કરતાં આ શ્વેત છત્રની નીચે મેં ઘસી નાંખી છે. હવે હું એને વિશ્રાંતિ આપવા ઇચ્છું છું. આ રાજ્યધુરા વહેવી સહેલી નથી. જિતેંદ્રિય ન હોય તે એને ન જ ધારણ કરી શકે. મેં એ ધારણ કરી. અને હવે મને છૂટો થવાનું ઘણું મન છે. તમે સૌ જો અનુમતિ આપો તો હું રામને યુવરાજ બનાવી રાજકાજમાંથી નિવૃત્ત થાઉં. રામને તો તમે જાણો જ છો. એ તમારો રાજા થાય તો તમે જરૂર સુખી થશો. અરે, એ તો આખા ત્રિભુવનનો સ્વામી થવાને યોગ્ય છે. માટે તમે વિચાર કરીને તમારો મત જણાવો. આ પગલું તમને યોગ્ય ન લાગે તો જે ઠીક લાગે તે કહેજો."

રાજાનાં વચનો સાંભળીને સભામાં બેઠેલા સર્વનાં મુખ પર પ્રસન્નતાની છાયા ફેલાઈ ગઈ. મુખ્ય મુખ્ય પ્રજાજનોએ ભેગા મળી વિચાર કરી લીધો. પછી આગેવાન ગણાતા એક વૃદ્ધ નાગરિકે ઊભા થઈને રાજાને કહ્યું: "મહારાજ, આપના સ્વપ્નમાં પણ એવો વિચાર ક્યાંથી આવે કે જેથી પ્રજાનું અમંગળ થાય? પ્રજાના કલ્યાણ પાછળ સર્વસ્વ હોમવું એ તો રઘુકુળનું બિરદ છે. આપના રાજ્યમાં અમને કોઈ દિવસ ફરિયાદ કરવાનું કારણ મળ્યું નથી. આપનું રાજ્ય અમર તપો એમ અમે તો ઇચ્છીએ છીએ. છતાં વાનપ્રસ્થ થઈ આત્મકલ્યાણનો માર્ગ લેવાની અભિલાષા છે તે પણ ધર્મ છે. અને આપનું અને પ્રજાનું તેમાં કલ્યાણ છે. રામની યોગ્યતા માટે તો શું કહેવાનું હોય? આખી પ્રજાના હૃદયમાં રામની રમ્ય અને

પ્રેમળ મૂર્તિ રમી રહી છે. રામ પર આખું અયોધ્યા વારી જાય છે. રામ એ પ્રજાના પિતા જેવો છે. એના દીર્ઘાયુષ્યને સારુ નગરની સ્ત્રીઓ પણ રોજ ભેગી મળીને દેવોની પ્રાર્થના કરે છે. રામ યુવરાજ થાય તે દિવસ તો અયોધ્યાવાસીઓને પરમ ઉત્સવનો હશે. માટે આપ સુખેથી રામનો યુવરાજપદે અભિષેક કરો."

રાજાએ વસિષ્ઠ પાસે અભિષેકનું શુભ મુહૂર્ત જોવડાવ્યું. ઋષિએ કહ્યું : "આ ચૈત્ર માસ ચાલે છે તે અભિષેક માટે સર્વથા શુભ જ છે. અભિષેક બહુ વહેલો કરવો હોય તો આવતી કાલે જ પુષ્ય નક્ષત્રનો ઉત્તમ અને અત્યંત મંગલકારી યોગ છે." રાજાએ કહ્યું : "ત્યારે **शुभस्य शीघ्रम्** । જરૂર કાલે જ અભિષેક કરાવો. મહારાજ, આપ રામની પાસે જઈ તેને અને સીતાને ઉપવાસ કરવાનું અને મંત્રોનો જાપ કરવાનું કહો. મહામાત્ર, તમે જાઓ અને અભિષેકની બધી તૈયારી કરો. શહેરમાં પણ દાંડી પિટાવી પ્રજાને ખબર અપાવો કે આવતી કાલે રામનો યુવરાજપદે અભિષેક થવાનો છે."

દરબાર પૂરો થઈ ગયા પછી દશરથે મહેલમાં જઈ રામને બોલાવ્યા અને કહ્યું : "વત્સ, મારી હવે અવસ્થા થઈ છે. આજ સુધી મેં રાજ્ય કરી કર્તવ્યનું પાલન કર્યું છે, વિવિધ ભોગ ભોગવ્યા છે અને દેવ, ઋષિ અને પિતૃનું ઋણ મારી શક્તિ પ્રમાણે ચૂકવ્યું છે. હવે મારી ઇચ્છા માત્ર તને યુવરાજ બનાવીને વાનપ્રસ્થ થવાની છે. અયોધ્યાની પ્રજા પણ તને રાજ્યાસન પર બેઠેલો જોવા આતુર છે. આવતી કાલે પુષ્ય નક્ષત્રમાં અભિષેકનું શુભ મુહૂર્ત નક્કી

થયું છે. ભરત અહીંયાં નથી અને અભિષેક કરવો પડે છે એથી મને દુઃખ તો થાય છે; છતાં ભરત ધર્માત્મા છે, તને સૌ રીતે અનુકૂળ છે, એટલે એને મનમાં ઓછું નહિ આવે. કેટલાયે દિવસ થયાં મને ખરાબ સ્વપ્ન આવ્યા કરે છે, મારું મરણ નજીક આવતું હોય એમ દેખાય છે. માટે જ આટલી ઉતાવળ કરવી પડે છે. તું જા, તારી માતાને અભિષેકની ખબર આપ. તું અને સીતા આજે ઉપવાસ કરજો અને ગુરુજી બતાવે તે મંત્રના જાપ કરજો."

પિતાની આજ્ઞા લઈ રામે માતાને મહેલ જઈ તેને અભિષેકની જાણ કરી. કૌસલ્યાની આંખમાં હર્ષનાં અશ્રુ આવ્યાં; તેને જન્મ સફળ થયો લાગ્યો. તેણે રામનાં ઓવારણાં લીધાં અને રૂડા દિવસ લાવવા માટે પ્રભુની સ્તુતિ કરવા લાગી. રામ ત્યાંથી નીકળ્યા. રસ્તામાં લક્ષ્મણનો ભેટો થયો. અભિષેકની વાત સાંભળી લક્ષ્મણ રામને મળવા જ આવતો હતો. તેણે રામને જોતાં જ પ્રણામ કર્યા. રામે કહ્યું: "ભાઈ, મારી સાથે રહીને તું પણ આ પૃથ્વી પર રાજ્ય કર અને સુખ ભોગવ. મને મળેલી લક્ષ્મી એ તારી જ છે. મારું જીવન અને રાજ્ય પણ તારાં જ છે." મોટા ભાઈની રજા લઈ લક્ષ્મણ અભિષેકની તૈયારી કરવા ગયો, અને રામ ઘેર સીતા પાસે આવ્યા. પતિપત્નીએ તે દિવસે ઉપવાસ કર્યો, અને વસિષ્ઠ બતાવી ગયા હતા તે મંત્રનો જાપ શરૂ કર્યો.

દરબાર વીખરાયા પછી રામના અભિષેકની વાત પવનવેગે આખા અયોધ્યામાં પ્રસરી ગઈ. પ્રજાએ ઉત્સાહથી અને પ્રેમના ઉમળકાથી ભરેલા હૃદયે અભિષેકના ઉત્સવની

તૈયારીઓ કરવા માંડી. બીજી બાજુએ રાજાના અનુચરોએ પણ નગરને સોહાવવાને મન મૂકીને કામ કરવા માંડ્યું. સાંજ પહેલાં તો આખા અયોધ્યામાં ઠેકાણેઠેકાણે — દેવમંદિરો પર, ચોતરેચોતરે, શેરીએશેરીએ ને ઘેરઘેર ધજાપતાકાઓ ઊડવા લાગી. ભાટચારણો ગીત ગાવા લાગ્યા. રસ્તાઓ પર પાણીનો છંટકાવ થઈ ગયો. ઠેકઠેકાણે દીપવૃક્ષ રોપાયાં. લોકોનાં ટોળેટોળાં હર્ષના પોકાર કરતાં રાજાના મહેલ આગળ ઊલટવા લાગ્યાં. રસ્તા પર રથ ચલાવવાની બંધી થઈ ગઈ. આખા શહેરમાં બધે ઉત્સવની જ વાત ચાલી રહી. લોકો રામની ધર્મિષ્ઠતાનાં અને યોગ્યતાનાં અને દશરથની સદ્બુદ્ધિનાં વખાણ કરવા લાગ્યા.

સાધના— પ્રયાસ　　　　મહામાત્ર—રાજ્યનો એક મોટો અમલદાર

## ૧૯

# કળિનો પ્રવેશ

આ બધું ચાલતું હતું ત વેળાએ રાજમહેલના એક ભાગમાં અગાસી પર બે સ્ત્રીઓ વાતો કરતી ઊભી હતી.

એકે કહ્યું : "અલી દુ:શલા, આજે આ અયોધ્યામાં શાનો ઉત્સવ ચાલી રહ્યો છે? આ રસ્તા પર આ તોરણ અને ધજાપતાકા શાનાં છે? ભાટચારણો ગાઈ શું રહ્યા છે? અને અલી, પણ આ કીડીઓ ઊભરાય એમ માણસોનાં ટોળાંનાં ટોળાં મહેલ આગળ શું ઊલટ્યાં છે? જો આ મોટી

બ્રાહ્મણોની હારની હાર મહેલ આગળથી ચાલી જાય! અરે જો તો ખરી, પેલાં હાથીઘોડાનાં જૂથ ને જૂથ ચાલ્યાં આવે! પણ આ બધું છે શું તે? રાજા કંઈ ચડાઈ લઈ જવાના છે કે શું? ના ના. પણ આ તો કંઈ માંગલિક પ્રસંગની તૈયારીઓ દેખાય છે, નહિ?"

આ બધા ગભરાટના શબ્દો સાંભળી દુઃશલા ખડખડાટ હસી પડી. "વાહ! મંથરા, આટલી ગભરાય છે શાને? પણ મને હસવું તો એ છૂટે છે કે આખું અયોધ્યા તળે ઉપર થાય છે છતાં શું બને છે તેની તને ખબર પણ નથી? તું તો કૈકેયાની માનીતી દાસી રહી, બહેન. તને તો સૌથી પહેલી જાણ થવી જોઈએ."

"પણ હવે કહેને કહેતી હોય તો શું છે તે," મંથરાએ અધીરી બની જઈને કહ્યું.

દુઃશલા બોલી: "આ તો આવતી કાલે સવારે મહારાજ રામભદ્રને યુવરાજ બનાવવાના છે તેની તૈયારીઓ ચાલી રહી છે. આ બ્રાહ્મણો કૌસલ્યાને મંદિરથી આવે છે. પુત્રના અભિષેકના ઉત્સવના આનંદમાં કૌસલ્યા તેમને દાન આપે છે તે લઈને તેઓ હરખભેર ચાલ્યા જાય છે."

મંથરા ખૂંધી હતી. ખૂંધને લીધે તેનું શરીર કેડમાંથી બેવડું વળી ગયું હોવાથી તેનાથી લાકડીના ટેકા વિના ચલાતું નહિ. જેવી તે ખૂંધી તેવી ખંધી પણ હતી. કૈકેયાની સાથે તેને પિયરથી આવેલી હોવાથી કૈકેયાની તે માનીતી હતી. રાણી એને પૂછ્યા વિના પાણી પણ પીતી નહિ. રાણીના તેના પર ચારે હાથ હતા. અને રાણીના કરતાં ઉંમરે મોટી હોવાથી ઘણી વખત મંથરા કૈકેયા પર દોર પણ

ચલાવતી. તેની બધી ઇચ્છાઓ પૂરી પડતી છતાં મંથરાના લોભને થોભ નહોતો. અદેખાઈની તો જાણે તે જીવતી-જાગતી મૂર્તિ જ હતી. રાણી કોઈ દાસીને કદાચ એકાદ સારી સાડી કે કંકણ આપે તો મંથરા ઊભી ને ઊભી બળી જાય. કોઈ પણ સુખી થાય તે તેનાથી સહેવાતું નહિ. રામ યુવરાજ બનશે એ ખબરે તેના દ્વેષાગ્નિને પ્રજ્વલિત કર્યો, અને તે ભડભડ બળવા લાગી. તેનાથી અગાસીમાં ઊભું પણ ન રહેવાયું. ક્રોધે ભરાયેલી નાગણ ફૂંફાડા મારે એમ ફૂંફાડા મારતી તે લાકડીનો ટેકો લેતી લેતી કૈકેયીના શયન-ગૃહમાં જઈ પહોંચી. કૈકેયી પલંગ પર સૂતી હતી તેને ઉઠાડી, અને કાળજું ચીરી નાંખે એવી ચીસ પાડી.

"અલી એ મૂરખી! ઊંઘમાં ને ઊંઘમાં ભાગ્ય ઉપર પાણી ફરી વળ્યું! આંખ ઉઘાડીને જો તો ખરી કે જગતમાં શું ચાલી રહ્યું છે. પણ જેના કપાળમાં વિધાતાએ લેખ લખી દીધા હોય તેને ક્યાંથી સૂઝે? એ સુખણી, જો તો ખરી, તારું સુખ ચાલ્યું. એ મહારાજની માનીતી, જરા જાગીને તો જો, ક્યાં છે તારાં માન ને ક્યાં છે તારી સત્તા?"

ભરઊંઘમાં કૈકેયીને લાગ્યું કે જાણે એને માથે વીજળી પડી હોય. તે ઝબકીને જાગી. હાંફળીફાંફળી ઘડીવાર ચારે તરફ જોવા લાગી. સામે મંથરાનું કાળું મોં જોયું. મંથરાનો પિત્તો આજ કંઈક જુદો જ દેખાયો. હળવે રહીને કૈકેયીએ તેને પૂછ્યું: "અરે બાઈ, પણ છે શું? આટલી બધી ચીસો તે શેની પાડે છે? જાણે રાજમહેલને લાય જ લાગી હોય એમ ચીસો પાડતી આવી છે!"

"રાજમહેલને તો કંઈ લાય નથી લાગી. તારા ને મારા ભાગ્યને લાય લાગી છે, બાઈ!"

"મંથરા, આજે તે તું શું બોલે છે? તને કોઈએ દૂભવી કરી છે કે શું?"

મંથરા કોલટી વધારે ખિજાઈ. "મને દુભાવનારું તો હજુ હવે જન્મે ત્યારે છે. મોટી માનીતી રાણી થઈ છે તે સામી મારી દયા ખાય છે ને મારી વહારે ધાતી આવે છે! અને મને કોઈએ દૂભવી હોય તોયે તારાથી હવે શું થવાનું હતું? એ દહાડા તો હવે ગયા. તું તારે રોંધ્યા કર. મારા બાપનું શું જાય છે, બાઈ?"

કૈકેયી આ દપકામાંથી કંઈ જ અર્થ કાઢી ન શકી. રોજ રોંધું તેમ આજ પણ રોંધી, એમાં શું ભારે પાપ થઈ ગયું કે આ ડોશી આટલી બધી છલબ કરતી હશે? "મંથરા! એમ શું કરે છે? સીધું બોલે નહિ ત્યાં સુધી હું શું સમજું?"

મંથરાએ મોઢું ચડાવીને કહ્યું: "મહેલમાં રહે છે પણ મહેલમાં શું બને છે એની તને ખબર ન હોય એ તે કેમ સંખાય? રાજા રામનો આવતી કાલે યુવરાજપદે અભિષેક કરે છે, પણ તને એનું કંઈ છે? તને તો હજુ જાણે ગગનમાં ગાજે છે!"

કૈકેયી હરખઘેલી બની ગઈ, એકદમ પલંગ પરથી નીચે ઊતરી અને ગળામાંથી માળા ઉતારીને મંથરાને પહેરાવી દીધી.

"મંથરા! તારા મોંમાં સાકર. તારી બધી ગાળો હવે તને માફ છે."

મંથરાએ તિરસ્કારની સાથે રાણીનો કીમતી હાર ફેંકી દીધો ને બોલી : "વિનાશકાળે વિપરીત બુદ્ધિ કહે છે તે આનું જ નામ. જે સાંભળીને કાળજું બળી જવું જોઈએ તે વાત સાંભળી બાઈસાહેબ હરખાઈ ગયાં અને ઇનામ આપવા બેઠાં ! હું તો બાઈ તને ચેતવવા આવી છું. નહિ તો મારે શું ? ગમે તેવી તોયે હું તો દાસી માણસ. રાજમાતાનું માન જશે તો તારું જશે."

"અલી મંથરા, તું તો કંઈ બહુ જ ચળી ગઈ લાગે છે ! માન જવાનાં શાનાં હતાં ને શી વાત ? મારા રામના રાજ્યમાં મારાં માન કેવી રીતે ઊતરે ?"

મંથરાની દલીલો ચાલવા લાગી : "બાઈસાહેબ, તમારા કરતાં આ દુનિયા મેં કંઈક ઝાઝાં વરસ જોઈ છે. તને તો ઊજળું એટલું બધુંય દૂધ જ દેખાય છે, પણ કેદ સુધી મહારાજે તને પત્તો જ ન લાગવા દીધો એમાં મને તો ભારે ભેદ દેખાય છે. અને ભરત શત્રુઘ્ન મોસાળથી આવે એટલી વાટ એમનાથી ન જોવાઈ ? શેની એટલી ધીરજ રાખે ? વખત છે ને ભરત વાંધો લે ને સામો થાય તો ભારે પડે ને ?"

મંથરાની દલીલોની ક્યાંક ઊંડી અસર થઈ તો ખરી જ. કૌસલ્યા શોકનું કામ કરે એમ કદાચ ધારી લઈએ. પણ દશરથ રાજાનું, તેમના પ્રેમનું સ્મરણ કરતાં વળી તેની બુદ્ધિ સ્થિર થઈ જતી, અને રામને માટે તો કંઈ શંકા જ કેમ લેવાય ? તેણે કહ્યું : "રામ મને ભરત કરતાંયે વહાલો છે. રામ મને કોઈ દિવસ દગો દે જ નહિ."

મંથરા જેવી અનુભવી ડોશી પાસે પુત્રપ્રેમ પણ ક્યાં સુધી ટકે ? મંથરા બોલી : "તારા જેવી મૂર્ખાઈ તો ક્યાંયે

દીઠી નથી. શોકના દીકરાનો પ્રેમ માનીને રાજી થનારી તને જ જોઈ. આંગળીથી નખ વેગળા એટલા વેગળા. ગમે તેવી તોયે તું કંઈ કૌસલ્યા થોડી જ થવાની હતી ? અને રાજ્ય મળવાનું હોય ત્યારે રામ પણ ફરી જાય ને રામનો પ્રેમ પણ ક્યાંય ઊડી જાય ! રાજદરબારમાં આટલી જિંદગી ગાળી તે બધી પાણીમાં જ નાંખી લાગે છે. નહિ તો આટલી સીધી વાત ન સમજાય ?"

કૈકેયી ગમે તેવી તોયે પલળવા લાગી. હજી મંથરાનો પાસ પૂરેપૂરો ચડી નહોતો ચૂક્યો. કૈકેયીનું કૈકેયીપણું અંદર રહ્યું રહ્યું બોલ્યું : "મારાં માન જાય તો તેમાં કોઈનો શો વાંક ? જેવાં મારાં ભાગ્ય. બાકી ગાદીએ તો પાટવી-કુંવર હોય એ જ બેસે તો. સૂર્યવંશનો જે ધારો ચાલ્યો આવતો હોય એ કંઈ મારે સારુ બદલાય ?"

મંથરા પાસે જવાબ તૈયાર હતો : "રામ મોટો હોય તેથી શું થઈ ગયું ? તું માનીતી રાણી તો છે કે નહિ ? માનીતીઓના કુંવર બધે જ ગાદીએ આવે છે કે તારે ત્યાં નવાઈ છે ? રાજાજીને કરવું હોય તો બધુંય થાય. અને રાજાજી પણ શું કરે ? તારા પોતામાં પરિબળ હોય તો બધુંયે બને. હજી કાંઈ જતું નથી રહ્યું."

કૈકેયીએ કહ્યું, "અલી મંથરા ! તું હવે મૂંગી રહે તો સારું. તેં તો મારી મતિ મૂંઝવી મેલી."

મંથરા જાણતી હતી કે કૈકેયીને ઝેર ચડવા લાગ્યું હતું. એક બોલ કહે તો સામા ત્રણ સંભળાવતી તેને ઠેકાણે હવે નરમ થઈને 'મૂંગી રહે' એટલું જ કહેતી થઈ હતી.

"ભરત જેવો ભડ અહીં હાજર હોત ને કૌસલ્યા એના રામને અભિષેક કરાવત તે હું જોત જ તો ! પણ આ બાઈસાહેબને ક્યાં કંઈ સમજવું છે? મારે શું? દાસીપણાં આવશે, કૌસલ્યાની ચાકરડી થઈને રહેશે ત્યારે બધું સમજાશે. મારા જેવી કડવો ઘૂંટડો પાનાર કોઈ નહિ મળે. આ મારાં છેલ્લાં વચન છે. ફરીથી કદી કહેવા નહિ આવું. ચેતવું હોય તો ચેતજે."

મંથરા પલંગની નીચે એક ખૂણે ઊંધું માથું નાખીને બેઠી. પાવું હતું તેટલું વિષ પાઈ દીધું હતું. હવે તેની શી અસર થાય છે એની એ મનમાં રાહ જોતી હતી.

કૈકેયી વિચારમાં ગરક થઈ ગઈ હતી. તેના હૃદયમાં ધર્મ અને સ્વાર્થ વચ્ચે તુમુલ યુદ્ધ મચી રહ્યું હતું, અને એ બે વચ્ચે એનું હૃદય ઝોલાં ખાતું હતું. અંતે ધર્મની પુણ્યવૃત્તિનું બળ શિથિલ પડ્યું અને સ્વાર્થનો વિજય થયો. તે ગળગળી થઈ ગઈ અને મંથરાને કહેવા લાગી :

"મંથરા, તારો શો આભાર માનું? મને તેં ખરે વખતે મતિ સુઝાડી છે. અને મારું નાવ ભરદરિયે ખડક પર અથડાઈ જતું બચાવ્યું છે. હવે કૌસલ્યાની કપટજાળ મને સમજાય છે. રામલક્ષ્મણને વિશ્વામિત્ર સાથે મોકલતાં રાજાને કેટલું દુ:ખ થયું હતું અને ભરતને મોસાળ કાઢતાં સહેજ પણ આનાકાની ન કરી, તેનું કારણ પણ હવે હું સમજી શકું છું. હવે જરૂર આભપાતાળ એક કરીને પણ ગાદીએ તો ભરતને જ બેસાડવો. પણ રામનું સાલ ટળે તેને માટે શું કરીશું, મંથરા ?"

"રામને વનમાં કાઢવો એ જ."

"પણ એ શી રીતે બની શકે?"

"એનો ઉપાય પણ શોધ્યે ન જડે એમ નથી. તું જ એક વાર કંઈક કહેતી હતી ને કે રાજાએ તને બે વર આપેલા છે."

"હા, એક વાર રાજા દેવોનો પક્ષ લઈને દાનવો સામે લડવા ગયા હતા. સાથે હું પણ ગઈ હતી. ત્યાં ઘોર સંગ્રામ થયો. યુદ્ધનો બરાબર રંગ જામી ગયો હતો તે વખતે રાજાના રથના પૈડાંનો ખીલો નીકળી ગયો અને પૈડું રથથી છૂટું પડી જવાની તૈયારીમાં હતું. એકાએક મારી નજર તે પર ગઈ. મેં મારી બે આંગળી ખીલાની જગાએ ઘાલી દીધી અને પૈડું નીકળતું અટકાવ્યું. યુદ્ધ પૂરું થઈ ગયું અને રાક્ષસોનો પરાજય થયો. મારી આંગળીનો કૂચો વળી ગયેલો તે રાજાએ જોયો અને મારા પર પ્રસન્ન થઈ મને બે વર આપ્યા અને જોઈએ તે માગી લેવાનું કહ્યું. મેં કહ્યું: "મારે જ્યારે જોઈશે ત્યારે માગી લઈશ. હમણાં એ રહેવા દો."

મંથરા બોલી, "બસ ત્યારે. તારે રાજાને કહેવું કે ભરતને ગાદી આપો, અને રામને ચૌદ વરસ વનવાસ મોકલો. ચૌદ વરસ તો ઘણાં થશે. એટલા સુધીમાં તો વનમાં રામ અથડાઈકુટાઈને કે રાક્ષસોના ભોગ થઈને મરી પણ જશે."

"પણ રાજા બોલ્યું પાળવા આનાકાની કરે તો?" કૈકેયીએ પૂછ્યું.

"તેને માટે ઉત્તમ ઇલાજ એ કે તારે રૂસણું લેવું. બધા કામકાજથી પરવારી રાજા રાત્રે તારી પાસે આવશે. તે

પહેલાં તું બધો વેશ તૈયાર કરી મૂક. રાજા આવે તે વખતે બોલવુંચાલવું નહિ, અને રાજા મનાવે ત્યારે વર માગી લેવા. ન આપે તો ફાંસો ખાઈ મરવાની બીક બતાવવી."

કૈકયી અને મંથરા એકબીજાને ખૂબ ઉમળકાથી ભેટયાં અને છૂટાં પડયાં.

## ૨૦

# નાગણનો ડંખ

આખું અયોધ્યા ઉત્સવના આનંદમાં મગ્ન હતું, અને એ આનંદ પર વિષાદની છાયા ફેલાવનાર એક કાળી વાદળી ઝડપભેર ચાલી આવતી હતી તેનો કોઈને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો.

મંથરાને વિદાય કરી કૈકયીએ રૂસણાનું નાટક ભજવવાને સાજ સજવા માંડયો. રાજાને આવવાની વેળા થતાં તેણે શરીર પરથી ઘરેણાં કાઢીને ફેંકી દીધાં, સારાં વસ્ત્ર ઉતારીને કાળાં લૂગડાં પહેરી લીધાં, વાળ વિખેરી નાખ્યા અને એક અંધારા ઓરડામાં જઈને ભોંય પર પડી.

સાંજ પડી, દીવા થયા. અયોધ્યામાં સેંકડો સૂરજના સામટો ઉદય થયો હોય એટલો ઝગઝગાટ થઈ રહ્યો. અભિષેકની બધી તૈયારી થઈ ગઈ. બધા કામથી પરવારી રાજા કૈકેયીના ભવન તરફ વળ્યો. કૈકેયીને રામના અભિષેકની ખબર પહોંચાડવાનું પણ પોતે કામની તડામારમાં ભૂલી ગયો

તેથી તને ગુસ્સો ચડ્યો હશે એ બીકથી દશરથ ઉતાવળે પગલે કૈકેયીના ઓરડા આગળ આવી પહોંચ્યો. અંદર જઈને જુએ છે તો એક ખૂણામાં ઝીણો દીવો બળ્યાં કરે છે, ઓરડામાં દાસદાસી કોઈ જણાતું નથી. રાજાને નવાઈ લાગી કે કૈકેયીના મહેલમાં હજુ અંધારું કેમ? તરત પાછા પગલે બહાર આવી એક દાસીને કૈકેયી ક્યાં છે તે પૂછ્યું. રાણી રિસાઈને ક્રોધાગારમાં ગઈ છે એ ખબરે રાજાનું મન દુભાયું. તરત જ તે ક્રોધાગારમાં જઈ પહોંચ્યો. રાજાનાં પગલાંનો અવાજ સાંભળીને કૈકેયી સાવધ થઈ અને રૂસણાનું નાટક સાંગોપાંગ પાર ઊતરે તેની પૂરી તૈયારી કરી લીધી.

રાજા દીવો મંગાવીને જુએ છે તો ઓરડામાં બધું વેરણછેરણ પડ્યું છે. એક ખૂણામાં જમીન પર કૈકેયી પડી છે. શરીર પર અલંકાર નથી, કપડાનું ઠેકાણું નથી, વાળ વીખરાઈ ગયા છે. શરીરે ધૂળ પણ ચોંટી છે. દશરથે પાસે જઈને કહ્યું, "કૈકેયી. ઊઠ. આજે ઉત્સવનો રળિયામણો દિવસ છે. કાલે રામનો અભિષેક છે. તે વખતે તું આમ કેમ બેઠી છે? તારે જે જોઈએ તે માગી લે. તે કરી દેવા હું તૈયાર છુ."

કૈકેયીએ જવાબ ન દીધો અને વધારે ફૂંગરાઈને રાજા સામેથી મોઢું ફેરવી દીધું. રાજાની ચિંતા વધી.

"કૈકેયી, આમ શું કરે છે? તને કોણે દૂભવી છે તે તો કહે. કોઈએ આંગળી ચીંધી હોય તો આંગળી કપાવું. કડવું વેણ કહ્યું હોય તો તેની જીભ કપાવી નાંખું. બોલી જા, તને કોણે દૂભવી છે? આમ રૂસણું શું આદરી બેઠી છે? જરા બોલ તો ખરી."

સાક્ષાત્ ક્રોધમૂર્તિ ચંડિકા પ્રગટ થયાં હોય એવો દેખાવ કરીને નાગણી ફૂંફાડો મારે એમ કૈકેયીએ વિષની ઝાળ છોડી:

"અહીંયાં શું કરવાને આવ્યા છો? જાઓ તમારી માનીતી હોય તેની પાસે. આટલા દિવસ તો હું તમારી મીઠીમીઠી વાતોથી ભોળવાઈ, પણ હવે હું તમારા કપટનો પાર પામી છું. ગોદમાં ઘાલેલો સાપ આમ વેરી થઈને ડંખ દેશે એવું હું અભાગણી સ્વપ્ને પણ જાણતી નહોતી. જોઈએ તે આપવું હોય તેનાં આવાં લક્ષણ હોય કે? મને તે દિવસે આપેલા બે વર તો હજુ પડ્યા છે, અને શું મોઢું લઈને કહેતા હશો કે જોઈએ તે માગ?"

"અરે એ જ વાત છે ને?" દશરથે નરમાશથી કહ્યું. "એ વરની તો તેં મને ફરી યાદ પણ ન દેવડાવી, અને હું તો કામમાં એની વાત જ ભૂલી ગયો હતો. ચાલ માગી લે આજે જે જોઈએ તે."

કૈકેયીએ રાજાની નાડ પારખી. તેને થયું કે હા, હવે રાજા બરાબર સકંજામાં આવી ગયા છે. "જોજો રાજા, આપવું પડશે માગીશ તે. નહિ તો પહેલેથી જ ના કહી દેજો."

"અરે એ શું બોલી? રઘુકુળનું વચન કોઈ દિવસ ફર્યું જાણ્યું છે?"

"લો ત્યારે સાંભળો. ભરતને ગાદી આપો અને રામને ચૌદ વરસ વનમાં મોકલો."

કૈકેયીના બોલ પૂરા થતાં જ રાજા એકદમ કારમી ચીસ ખાઈને ધરણી પર ઢળી પડ્યો. તેને મૂર્છા આવી ગઈ. પાસેના ખંડમાંથી દાસીઓ ગભરાટમાં દોડી આવી, અને

ચોળીલીચોળીલી રાજાની મૂર્છા વાળવાને ઉપચાર કરવા લાગી. થોડી વારે રાજાને શુદ્ધિ આવી. દાસીઓએ રાજાને હાથ ઝાલીને બેઠો કર્યો. રાજા હાથ જોડીને કૈકેયીને કરગરવા લાગ્યો:

"અરે, તને આ શું સૂઝ્યું ભૂંડી? જે રામ તને પુત્રથી પણ અધિક વહાલો લાગતો એને વનમાં કાઢવાની મતિ તને ક્યાંથી થઈ આવી? પાટવી કુંવર રામને રાજ્ય મળવું જોઈએ એ ન્યાયને ઠેકાણે આ અન્યાય કરવા ક્યાંથી બેઠી? રામ રાજા થાય એનો તને શો ભય લાગે છે? દેવસમો રામ, એને વનમાં મોકલીને તું શું લહાણ કાઢીશ? હું તને પગે લાગીને વીનવું છું, કૈકેયી, તું જરા વિચાર કરી જો અને હજીયે બીજું કાંઈ માગી લે. રામને આધારે તો હું જીવી શકું છું. રામ જતાં મારા પ્રાણ ઘડી ટકવાના નથી. મારી અવસ્થા સામું તો જો ને જરા દયા રાખ." દશરથે ઊંડો નિસાસો નાંખ્યો. તેનાથી વધારે બોલી શકાયું નહિ.

કૈકેયી ન ડગી. તેણે કહ્યું: "હું જાણતી જ હતી કે તમે ખાલી વચનોથી મને ખુશ કરવા માગો છો. આમ છે ત્યારે રઘુવંશનું અભિમાન રાખીને સત્યવાદી અને દાનેશરી શાને કહેવડાવતા ફરો છો? સત્યવાદી તો હરિશ્ચંદ્ર કે જેણે વચનને ખાતર સ્ત્રી વેચી, પુત્ર વેચ્યો અને પોતે ચંડાળનો ગુલામ થઈને રહ્યો. દાનેશરી તો શિબિ કે જેણે કપોતને બચાવવાને પોતાના શરીરમાંથી ભારોભાર માંસ કાઢી આપતાં આંચકો ન ખાધો. આપેલું વચન ઘડીમાં ફોક કરી નાંખનારને સત્યવાદી કોણ કહે? ભલે રાજા, મારા વર ન ચૂકવવા હોય

તો વાંધો નહિ. તમે સુખેથી રામને ગાદી આપો. પણ હું તો સવાર પહેલાં ફાંસો ખાઈને પ્રાણ કાઢી નાંખીશ."

કૈકેયીનાં વાગ્બાણથી રાજાનું હૈયું ભેદાઈ ગયું. તેને ફરી મૂર્છા આવી ગઈ. આખી રાત દશરથે મૂર્છા અને શોકમાં જ ગાળી.

વિષાદ—માઠું; શોક
સાંગોપાંગ—પૂરેપૂરું
ઉપચાર—ઉપાય

ક્રોધાગાર—જૂના વખતના રાજમહેલમાં રાખવામાં આવતી રાણીઓને રિસાઈ ભરાવાની ઓરડી.

## ૨૧

# કૈકેયી અને કૌસલ્યા

સવારે બ્રાહ્મમુહૂર્ત થતાં રાજમહેલ આગળ મંગળ ચોઘડિયાં વાગવા લાગ્યાં. રાજાને જગાડવાને બંદીજનો મધુર સ્વરે ગીત ગાવા લાગ્યા. અયોધ્યામાં બાળકથી વૃદ્ધ સુધી સૌ આજે વહેલું ઊઠ્યું હતું. મળસકું થતા પહેલાં તો રાજમહેલ આગળ લોકોની ભીડ થવા લાગી. રાજમહેલમાં પણ બધાં કોઈને ઉમંગભેર કામ કરતાં હતાં. રાજાએ સુમંત્રને સવારમાં વહેલો બોલાવેલો તે રાજાને ખોળતો ખોળતો કૈકેયીના ઓરડામાં પેઠો ત્યારે તો રાજા બેશુદ્ધ પડેલો અને પાસે કૈકેયી બેઠી હતી. દાસીઓ રાજાને પંખો નાંખતી હતી. કૈકેયીએ સુમંત્રને કહ્યું કે "રાજા રામને મળવા ઇચ્છે છે,

માટે રામને બોલાવી લાવ." સુમંત્ર તરત જ પાછો વળ્યો અને કંઈ માઠું થવાનું છે એ ભયથી ધડકતે હૈયે દોડતે પગલે રામને મહેલ જઈ પહોંચ્યો.

રામ નિત્યકર્મથી પરવારી વસ્ત્રાભૂષણ સજી તૈયાર થઈ ઊભા રહ્યા હતા. ત્યાં સુમંત્રે આવી રાજાનો સંદેશો કહ્યો. સુમંત્રની સાથે રામ તરત જ કૈકેયીને ત્યાં આવ્યા અને રાજાને તથા રાણીને પગે લાગ્યા. પિતાને બેશુદ્ધ પડેલા જોઈ રામનું મન વ્યાકુળ થયું.

રાજાની મૂર્છા જરા વળવા આવી હતી. તેણે આંખ ઉઘાડી રામ સામે જોયું. રામે પાસે આવી પૂછ્યું : "પિતાજી, શી આજ્ઞા છે?" રાજાનો કંઠ રૂંધાઈ ગયો હતો. તેનાથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ. રામે કૈકેયી તરફ નજર ફેરવી. કૈકેયીએ કહ્યું, "રામ, તારા પરના હેતને લીધે રાજા બોલી શકતા નથી, તેથી એમને કહેવાનું છે તે હું તને કહું છું. રાજાએ મને બે વર આપેલા હતા તે મેં આજ માગી લીધા છે. તને આપવા ધારેલી ગાદી ભરતને આપવાની છે, અને તારે ચૌદ વરસ વનવાસ ભોગવવાનો છે. મને મળેલું વચન ન પળાય તો મેં જીવ કાઢવાનો નિશ્ચય કર્યો છે. રાજાએ તો હા કહી છે, પણ ભય માત્ર તારો છે. પિતાનું વચન પાળવું ન પાળવું તારી મરજીની વાત છે."

કૈકેયીનાં વચન રામે ઠંડે પેટે સાંભળ્યા કર્યાં. તેમની મુખમુદ્રા પર સહેજ પણ ક્રોધ કે વિષાદની છાયા ન જણાઈ. મલકાતે મોઢે તેમણે કૈકેયીને કહ્યું : "માતાજી, મેં ક્યારે પિતાજીની કે તમારી આજ્ઞા લોપી છે કે તમને અંદેશો રહે છે? રામ કદી બેવચની નીવડ્યો નથી અને નીવડવાનો પણ

નથી* તેની ખાતરી રાખજે. પિતાનું વચન પાળવાનું કયા ભાગ્યશાળીના નસીબમાં હોય? વળી ભરતને ગાદી મળે તેમાં પણ હું રાજી જ છું. ભરત મને પ્રાણ સમાન વહાલો છે. એનું રાજ્ય એ હું મારું જ સમજું છું. મારે અયોધ્યા કે વનવાસ બન્ને સમાન છે. હું જાઉં છું અને વનમાં જવાની તૈયારી કરી માતાજીની રજા લઈ પાછો ફરું છું."

રામ આમ સહેજ પણ આનાકાની વિના વનમાં જવાનું કબૂલ કરશે એવી કૈકેયીએ આશા નહોતી રાખી. કાંઈ નહિ તો સહેજ ગુસ્સે થશે કે બગડશે તો ખરો એમ તેણે ધાર્યું જ હતું પણ જ્યારે રામે પ્રફુલિત વદને વનવાસ સ્વીકાર્યો ત્યારે તે ભોંઠી પડી, છતાં તેના જીવને ટાઢક વળી.

રાજા પાસેથી નીકળી રામ કૌસલ્યા પાસે આવ્યા. કૌસલ્યાને હૈયે હરખ માતો ન હતો. તેણે પુત્રપ્રેમના ઊંડા ઉમળકાથી રામના મોઢા પર હાથ ફેરવ્યો અને આશિષ આપી કે 'તારું રાજ્ય અમર તપજો.'

રામે કહ્યું: "મને તો માજી, પિતાજીએ વનનું રાજ્ય આપ્યું છે."

"એ શું બોલે છે, બેટા? આજે તારો અયોધ્યાની ગાદીએ અભિષેક થવાનો છે. તેની તૈયારીઓ પણ બધી થઈ ગઈ છે. એ નથી જાણતો શું?"

"તે ખરું માતાજી, પણ માતા કૈકેયીને પિતાએ બે વર આપેલા તે તેમણે આજે માગી લીધા અને રાજગાદીએ ભરતને બેસાડવાનું અને મને ચૌદ વરસ વનમાં મોકલવાનું

---

* रामो द्विर्नाभिभाषते ।

કર્યું. હું વનમાં જવાને તૈયાર થયો છું અને આપની રજા માગવા આવ્યો છું. અહીંથી હું દંડકારણ્યમાં જઈશ અને ચૌદ વરસ ઋષિઓના જેવું જીવન ગાળીને પાછો આવીશ. તમે એને માટે ચિંતા ના કરશો, માજી ચૌદ વરસ તો જોતજોતામાં વહી જશે."

કેળના ઝાડ પર કુહાડીનો ઘા વાગે તેમ કૌસલ્યા એકાએક જમીન પર ઢળી પડી. રામે તેને ઉઠાડીને બેઠી કરી. એટલામાં લક્ષ્મણ પણ ત્યાં આવી પહોંચ્યો. કૌસલ્યાએ સજળ નેત્રે કહ્યું: "પુત્ર, આખી જિંદગી દુઃખ ભોગવીને કંટાળી ગયેલી હું કોઈ દિવસ સુખનાં વહાણાં વાશે એ આશાએ તારા તરફ જોઈ જોઈને પ્રાણ ટકાવી રહી છું. આજ એ સુખના દિવસ આવવાનો થયો તે પણ શું દૈવને ન ગમ્યું કે સુખ આવતા પહેલાં જ એને ઝડપી લેવાને એ તૈયાર થઈ ગયો? ઘણાંઘણાં વ્રત કર્યાં, ઉપવાસ કર્યા, દેવોની આરાધના કરી પુત્રને પામી અને અપરંપાર શ્રમ લઈને મોટો કર્યો તે શું આ કુમળી વયમાં વનમાં કાઢવાને? એ દુષ્ટ કૈકેયી પણ મારી પેલા જન્મની કટ્ટી શત્રુ છે. આખો જન્મારો રાજાને મારાથી દૂર રાખ્યાથી ન ધરાઈ તે આજે મારા પુત્રને ગાદી મળે એમાં પણ એણે વિઘ્ન નાંખ્યું. મારો પુત્ર કોઈ દિવસ રાજા થશે એમ જાણીને સૌ કોઈ મને ન દૂભવવાની કાળજી રાખતાં. હવે એ બધાં કૈકેયીને વશ થશે અને મને હડેહડે કરવા લાગશે. મારે કૈકેયીની અને એના દીકરાની ગુલામડી થઈને દિવસ કાઢવા પડશે. હે પ્રભુ! એ દુઃખ કરતાં તો મને મોત આપે તો સારું."

આ વાત ચાલતી હતી તેવામાં લક્ષ્મણ ત્યાં આવેલો

તે ઊભો ઊભો આ બધું સાંભળી રહ્યો હતો. તેને રોમેરોમ ક્રોધ વ્યાપી ગયો હતો. કૌસલ્યાને દામણી બનેલી જોઈ તે દીન બની ગયો અને કહેવા લાગ્યો: "માતાજી, મારે પણ એ જ કહેવું છે. મોટાભાઈ કૈકેયી જેવી દુષ્ટ સ્ત્રીના બોલને વશ થઈને શા માટે વન જતા હશે? એ કૈકેયીની શી ગુંજાશ કે મોટાભાઈને ખસ પણ કહી શકે? અને રાજાને પણ 'સાઠી બુદ્ધિ નાઠી' એમ થયું છે. નહિ તો દેવ જેવો, સરળ સ્વભાવનો, ઇંદ્રિયદમન કરનારો અને વેરીને પણ વહાલો લાગે એવો ગુણિયલ પુત્ર તેને વિનાકારણે વનમાં મોકલવાને કોણ તૈયાર થાય? મોટાભાઈ પણ જાણે રાજખટપટથી તદ્દન અજાણ્યા હોય એમ જાણતા નથી કે રાજાને તો મરણ નજીક આવ્યું છે તે ભાન ભૂલીને ગમે તેમ બોલે, પણ આપણે આપણો હક કેમ જવા દઈએ? મને તો લાગે છે કે વનવાસની વાત બહાર લોકોમાં જણાય તે પહેલાં જ આપણે અભિષેક કરી દઈએ. પછી જોઉં છું કોણ સામો આવે છે તે. કૈકેયી, ભરત કે એમના પક્ષનો કોઈ પણ ચૂં કે ચાં કરવા આવશે તો તેને તો હું મારાં તીખાં બાણથી યમસદન પહોંચાડી દઈશ. અરે, જરૂર પડશે તો આખા અયોધ્યાને પાદર કરતાં પણ હું ડરું એવો નથી. રાજા નહિ માને તો તેમને પણ ઠેકાણે લાવીશું. વડીલ હોય તે પણ ગર્વિષ્ઠ થઈ જાય, સારાસારનું ભાન ભૂલી જાય કે અવળે રસ્તે ચડી જાય ત્યારે તેમને શાસન દેવું એ પુત્રનો ધર્મ છે. હું તો ભાઈની આજ્ઞાની જ રાહ જોઈ રહ્યો છું. એ વનમાં જાય તો એમની સાથે વનમાં જવાને કે દેવતામાં પેસવાને પણ હું તૈયાર છું."

લક્ષ્મણ બોલી રહ્યો એટલે કૌસલ્યા રોતીરોતી કહેવા લાગી : “પુત્ર, લક્ષ્મણે તને રસ્તો બતાવ્યો તે તને ગમે તો લે. પણ તું વનમાં તો ન જ જઇશ. અહીંયાં મારી પાસે રહે અને મારી આંખોને ઠાર. તારે જેવી પિતાની તેવી મારી આજ્ઞા પણ પાળવી જ જોઈએ. તારા પિતાએ તને ભલે વનમાં જવાનું કહ્યું; હું કહું છું કે તું ન જઇશ. અને મારી આજ્ઞા લોપીને પણ તારે જવું હોય તો હું તો તારી સાથે આવવાની જ. જ્યાં તું ત્યાં હું. મને મૂકીને જઇશ તો હું તારે વિયોગે ઝૂરી મરીશ અને એનું પાતક તને લાગશે.”

રામે ધીરજથી ઉત્તર વાળ્યો : “માતા, પિતાજીનું વેણ મારાથી નહિ ઉથાપાય. તમને હું પગે પડીને વીનવું છું કે તમે મને વનમાં જવા દો. તમારે પણ મારા પિતાની આજ્ઞા પાળવી પડે તો પછી એમની આજ્ઞા વિરુદ્ધ જવાની સલાહ તમારાથી મને કેમ આપી શકાય ? પિતાનું વચન પાળવું એ પરમ ધર્મ છે. એ ધર્મથી કેમ ચળાય ? કણ્ડુ ઋષિએ ધર્મ જાણવા છતાં પિતાની આજ્ઞાને વશ થઇ વનમાં ગાયનો વધ કર્યો, પરશુરામે પિતાનું વેણ માથે ચડાવી કુહાડીના એક ઘાએ માનું માથું ઉડાવી દીધું. અને આપણા કુળમાં જ સગર રાજાના પુત્રોએ પિતાનું પણ રાખવા પૃથ્વી ખોદી કપિલ ઋષિને હાથે મોત વહોરી લીધું, એ દૃષ્ટાંત ક્યાં તમારાથી અજાણ્યાં છે ? માટે મને એ ધર્મમાર્ગથી ચળિત થવાની આડી સલાહ ન આપો, અને વનમાં જવાની રજા આપો. ભરત તરફનો ભય તમે છોડી દો. ભરતની બુદ્ધિ કાંઈ કૂડકપટવાળી નથી. એ જરૂર તમને કૈકેયી કરતાં

પણ વધારે માન આપશે અને તમને લગારે ઓછું નહિ આવવા દે."

લક્ષ્મણ તરફ વળી રામે કહ્યું: "લક્ષ્મણ, મારા પરની તારી મમતા અને તારું પરાક્રમ હું જાણું છું. આ પરાક્રમ બતાવવાનો વખત નથી. પિતાનું વચન પાળવું એ તો ધર્મ છે, અને વળી આપણા પિતા તો કૈકેયીને વર આપી વચનથી બંધાયા છે; તેમનું વચન જૂઠું ન પાડવું અને તેમને ઋણુથી છોડવી રઘુકુળની ટેક જાળવવી એ આપણો ધર્મ છે. એમાં દુઃખ પડે કે જીવ આપવો પડે તોયે શું? વળી કૈકેયીને પણ આપણે શા માટે દોષ દઈએ? એ બિચારી વિધાતાની ખેલાવી ખેલી રહી છે. આપણું અદૃષ્ટ જ એને એમ બોલાવે છે. મારે વન ગયે કંઈ પુણ્યકર્મ થવાનું ઈશ્વરે નિર્મ્યું હશે તો તે પણ કોણ જાણે? પ્રભુ જે કંઈ કરે છે તે સારાને માટે જ કરે છે. માટે ભરત તરફનો રોષ છોડીને આ અભિષેકની તૈયારીઓથી જ ભરતનો અભિષેક કરવાનો નિશ્ચય કર, અને મારા વનમાં ગયા પછી પ્રેમભાવ રાખી પિતાજીની તથા કૌસલ્યા અને સુમિત્રા બંને માતાઓની સેવા કરજે. માતા વનમાં આવવાને કહે છે પણ પતિ જીવતો હોય તેને છોડીને વનમાં જઈ રહેવામાં સ્ત્રી પાપ કરે છે એ તેમને સમજાવવું જોઈએ. હવે તું ક્રોધ છોડ અને આપણે માતાજીને ધીરજ દઈએ. મારે અહીંથી વહેલું જવું જોઈએ જેથી કૈકેયીના મનમાં મારે વિષે જરા પણ શંકા ન આવવા પામે."

રામનાં વચનથી લક્ષ્મણનો ક્રોધ ઊતર્યો નહોતો. રામે દૈવની વાત કરી તે લક્ષ્મણને ન ગમી, છતાં ભાઈનું મન ન

દુભાય તે માટે તે શાંત ઊભો રહ્યો. રામે કૌસલ્યા તરફ વળી તેને ફરીથી બહુ આજીજી કરી અને આખરે કહ્યું: "મા, હવે મને રજા આપો. મારે જવાનું મોડું થાય છે. સૂરજ ઊગ્યો છે અને હમણાં જોતજોતામાં લોકો ભેગા થઈ જશે."

રામ કોઈ રીતે નહિ જ માને એમ કૌસલ્યાએ જોયું ત્યારે તે હૈયું કઠણ કરીને ઊભી થઈ. આંસુ લોહી નાંખ્યાં અને પ્રસન્ન વદને પુત્રને આશીર્વાદ આપવા લાગી. અંતે રામે માની પ્રદક્ષિણા કરી દંડવત્ પ્રણામ કર્યા. માદીકરો ભેટ્યાં. કૌસલ્યાએ રામને છાતી સરસો ચાંપ્યો. તેનું માથું સૂંઘ્યું. જીભ તો ઊપડે એમ હતું જ નહિ. પણ આંસુભરી આંખોથી રામને ધર્મ પાળવાની રજા આપી.

રામે ફરી માતાને પ્રણામ કર્યા અને લક્ષ્મણને લઈને ચાલ્યા. માતા આંગણામાં ઊભીઊભી એકીટસે પુત્રને જોઈ રહી. તેના મનમાં અનેક તર્કવિતર્ક થવા લાગ્યા. થોડી વારમાં રામ અદૃશ્ય થઈ ગયા. રાણી ઘરમાં પાછી ફરી અને બ્રાહ્મણોને દાન આપવાની તથા રામનાં ક્ષેમકુશળ માટે હોમ કરાવવાની તૈયારી કરવા લાગી.

બંદીજન—ભાટચારણ; જૂના વખતમાં વિજયી રાજા જીતેલા લોકો પાસે પોતાની કીર્તિ ગવડાવતો તે પરથી ગાનાર લોકોનું 'બંદીજન' નામ પડ્યું હશે.

અદૃષ્ટ—આપણે ન જાણતા હોઈએ એવું પૂર્વકર્મ; દૈવ

શાસન—સજા

૨૨

# લક્ષ્મણ અને સીતા

કૌસલ્યા પાસેથી નીકળી રામ સીતાને મંદિર આવ્યા. એક રાતમાં રાજગાદીને બદલે વનવાસ થઈ ગયો, છતાં જાણે કંઈ જ ન બન્યું હોય એમ રામની મુખમુદ્રા પર શોક કે ગભરાટનું એક પણ ચિહ્ન જણાતું નહોતું. જેટલા પ્રસન્ન-ગંભીર તે કૈકેયીના મહેલમાં જતાં દેખાતા હતા તેટલા જ સ્વસ્થ ચિત્તે તે દેશવટાની આજ્ઞા સાંભળીને બહાર નીકળ્યા. જાણે મનમાં કશો વિકાર થયો જ નથી. પણ સીતાના મંદિરમાં પ્રવેશ કરતાં જ મુખ પરની પ્રસન્નતા જતી રહી, અને મનમાં ઊંડેઊંડે રહેલો શોક ઉઘાડો પડી ગયો. સીતા એક ક્ષણમાં જ એ ફેરફારો કળી ગઈ. તે તો રામની સાથે અભિષેકને સ્થળે જવાને તૈયાર થઈ રહી હતી. ઓચિંતી વનવાસની વાત સાંભળી તેના મનને ખેદ થયો.

રામે કહ્યું: "કલ્યાણિ, હવે હું તો જાઉં છું. લક્ષ્મણ તારી સંભાળ લેશે. તું અહીંયાં નિશ્ચિંત રહેજે અને

પિતાજીની તથા માતાજીની સેવા કરજે. બીજી રાજમાતાઓ પણ મારે માતાજી જેટલી જ પૂજ્ય છે. તેમને પણ તું દરરોજ વંદન કરી આવજે. ભરતને ભાઈ સમાન અને શત્રુઘ્નને પુત્ર સમાન ગણજે અને સુખે રહેજે. ચૌદ વરસ તો જોતજોતામાં ચાલ્યાં જશે અને હું પાછો આવતો રહીશ."

સીતાને મન વનવાસ કશા હિસાબમાં નહોતો. પણ રામે એને સાથે લઈ જવાની ના પાડી એનું દુઃખ ભારે હતું. તેણે વિલાયલે મોંએ કહ્યું: "આર્યપુત્ર, તમે શું એમ માનો છો કે તમે વનમાં જશો અને હું આ રાજમહેલમાં રહેવાનું પસંદ કરીશ? ના, હું તો વનમાં કે તમે જ્યાં જાઓ ત્યાં તમારી સાથે જ આવવાની છું. તમારાથી હું કદી વિખૂટી પડનાર નથી. સ્ત્રી એના પતિથી વિખૂટી પડીને રહી જ કેમ શકે? મા, બાપ, ભાઈ, બહેન બીજાં બધાં છૂટી જાય પણ સ્ત્રીથી કેમ છુટાય? તેનું ભાગ્ય તો પતિની સાથે બંધાયેલું જ છે. માટે હું તમારી સાથે વનમાં આવીશ. વનમાં હું તમારી આગળ ચાલીશ, અને કાંટાઝાંખરાં હશે તે પર ચાલીને તમારો રસ્તો કરીશ. જાણે પિયરમાં જ છું એટલા સંતોષથી વનમાં રહીશ. નહિ કદી ઘરનું ચિંતન કરું. નહિ કદી મહેલનો કે વૈભવનો વિચાર મનમાં લાવું, અરે, ત્રિલોકમાં કશાનો વિચાર નહિ કરું, કેવળ મારા પતિવ્રતનું જ ચિંતન કર્યાં કરીશ. નિરંતર તમારી સેવા કરીશ. ફૂલોથી મઘમઘતા વનમાં પણ ઇંદ્રિયો વશ રાખી બ્રહ્મચારિણી રહીશ અને તમારી જોડે ફરીશ. ફળમૂળ ખાઈને રહીશ અને તમારા નિયમપાલનમાં ઊણપ નહિ આવવા દઉં. તમારી સાથે વનમાં ફરવાની ઇચ્છા તો મેં કેટલીયે વાર બતાવી

છે! તમારા વિના આ મહેલ મને ખાવા ધાશે. સ્વર્ગ પણ તમારા વિનાનું હોય તો મારે તે નકામું છે. હું તો તમારી સાથે આવવાની જ."

રામે કહ્યું: "અરે, પણ તું જરા વિચાર તો કર. જો અહીંયાં માતાપિતાની સેવા છે, ઘરનું ધર્મકાર્ય છે, તે મૂકીને તારાથી વનમાં કેમ અવાય? વળી વનમાં કંઈ સુખ નથી. ત્યાં તો ઝાડીઝાંખરાંમાં, કાંટામાં અને ધગધગતી રેતી પર ચાલવું પડે. મોટાં નદીનાળાં અને ભેખડો આવે. રસ્તામાં સાપ ફર્યા જ કરતા હોય. જંગલમાં વાઘવરુ તો ઘૂરક્યા જ કરતાં હોય. ખાવાપીવાનું ઠેકાણું ન પડે અને હેરાનહેરાન થઈ જવાય. માટે તું તારો આ ગાંડો વિચાર છોડી દે."

સીતાને રોષ ચડ્યો હોય તેમ તે બોલી: "આર્યપુત્ર, શું તમે એમ માનો છો કે હું આ રાજમહેલને કે ભોગવિલાસને વરી છું? તમે ન હો તો સ્વર્ગ પણ મારે નરક સમાન છે, તો આ ભોગવિલાસ અને રાજમહેલનાં સુખ શી વિસાતમાં? ધર્મ તો તમે હશો ત્યાં મારાથી પળાશે તે ખરો. મારે તો તમે હો ત્યાં મહેલ અને તમે ન હો ત્યાં વન. મારે ધર્મઅધર્મ બધું તમે."

જરા થોભીને સીતાએ આગળ ચલાવ્યું, "અને વનનાં દુઃખ? વનનાં દુઃખથી હું ભડકી જવાની છું? એ ઘોર દુઃખ હશે તોયે મારે મન એ સુખ જ છે. કાંટાળાં ઝાડને હું રૂ કે મૃગચર્મ જેવાં સુંવાળાં માનીશ. પવનથી રેણુ શરીરે ઊડશે એને હું ચંદનનો લેપ ગણીશ. ખુલ્લા ઘાસ કે દર્ભની પથારીમાં સૂવાથી જે સુખ મળશે તે મને

આ મહેલની સુખશય્યાઓ નહિ આપી શકે. તમે આણેલાં ફળ મને અમૃત જેવાં લાગશે. હું ફરીફરીને કહું છું કે માતા, પિતા, ઘર કશાને નહિ સંભારું. તમારા વિયોગે મારાથી એક ક્ષણ પણ નહિ જીવી શકાય. પછી ચૌદ વરસની શી વાત કરો છો?"

આ છેલ્લા શબ્દોની સાથે સીતાની આંખોમાંથી મહામુશ્કેલીએ રોકેલાં આંસુ નીકળી પડ્યાં. શોકનાં ઊનાં આંસુની ધાર વહેવા લાગી.

રામે સીતાને શાંત પાડી અને કહ્યું: "સીતા, તને વન લઈ જતાં મને ભય શાનો? વનમાં નિર્ભય થઈને હું સંચાર કરીશ. પિતા વચનથી બંધાયા છે, એમનું વચન સાચું કરવાને બનમાં ગયા વગર હું રહેવાનો નથી. પિતાની આજ્ઞા તોડીને જીવવામાં મને રસ નથી. માતા, પિતા અને ગુરુ એ ત્રણ મારે ત્રિભુવન સમાન છે. એમની સેવા એ ત્રિલોકની સેવા સમાન છે. પિતાવચન વૃથા કરીને હું કુપુત્ર કેમ નીવડું? તું મારી સહધર્મચારિણી છે. તને હું જરૂર સાથે લઈશ. આ વસ્ત્રાભૂષણ બધાં ઘરમાંથી કાઢ અને નોકરો તથા બ્રાહ્મણોને વહેંચી દે. એમાંનું કશું વનમાં કામનું નથી."

આ વાત ચાલતી હતી તેવામાં જ લક્ષ્મણ આવી પહોંચ્યો હતો. સીતા વનમાં જાય છે એ જાણીને તેણે પણ વનમાં જવાની હઠ પકડી. રામે એને ઘણું સમજાવ્યો પણ તે એકનો બે ન થયો, ત્યારે રામે કહ્યું, "માતા સુમિત્રા અને ઊર્મિલા બન્ને રાજીખુશીથી રજા આપે તો ભલે તું મારી સાથે આવ."

તરત જ લક્ષ્મણ રામ પાસેથી નીકળ્યો. એના હરખનો પાર નહોતો. મલકાતે મોંએ એણે સુમિત્રાની રજા માગતાં કહ્યું : “ માતાજી, મોટાભાઈની સાથે સીતાદેવી પણ વન જવા તૈયાર થયાં છે. એમને એકલાં તો જવા જ કેમ દેવાય? માટે તમે મને પણ રજા આપો અને વનમાં ફરવાના અને મોટાભાઈની સેવા કરવાના લહાવો લેવા દો.”

સુમિત્રા દયાભાવની મૂર્તિ હતી. એની આખી જિંદગી પરોપકારમાં જ ગઈ હતી. આ વખતે તો એની પરોપકાર-બુદ્ધિએ હદ કરી. પુત્રનો સેવાભાવ જોઈ તેને શેર લોહી ચડ્યું અને પુત્રને ધન્યવાદ આપવા લાગી : “ લક્ષ્મણ, આજે તેં મારી કૂખને અજવાળી છે. મોટા ભાઈની સેવા કરવી, એનાં સુખદુઃખના ભાગીદાર થવું એ તારો ધર્મ તને સૂઝ્યો એથી મારે બીજું વધારે રાજી થવાનું શું હોય? રામસીતાની સેવા કરજે અને એમાં લેશ પણ ચૂક પડવા દઈશ નહિ. રામને પિતા માનજે, સીતાને મા ગણજે અને જંગલને અયોધ્યા માની સુખેથી રહેજે. જા, પુત્ર, જા તને મારા અનેક આશીર્વાદ છે.”

બોલતાં બોલતાં સુમિત્રાની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. લક્ષ્મણની પણ આંખ ભરાઈ ગઈ. તે માતાને ચરણે પડ્યો અને માનો આશીર્વાદ લઈ ઊર્મિલાની વિદાય લેવા ચાલ્યો.

રામ પાસેથી સાથે જવાની રજા મળી, સુમિત્રા માતાએ પણ એ વિચાર પસંદ કર્યો, એટલે લક્ષ્મણનો હરખ પેટમાં માય એમ નહોતું. તેને આનંદના ઉમળકા આવતા

હતા, પણ હજીયે એક વાત તો રહી જ ગઈ હતી. ઊર્મિલાને કેમ મનાવવી? એમ તો એ વાત કંઈ અઘરી નહોતી. ઊર્મિલાએ આજ સુધીમાં ક્યારે હઠ લીધી છે? પણ સીતાને રજા મળી એટલે કયે બહાને એને ના પડાય? અને હા પાડવા જઈએ તો વનમાં રામની અને સીતાની સેવા એકચિત્તે થાય જ કેમ? આમ વિચાર કરે છે એટલામાં ઊર્મિલાનું ભવન આવી પહોંચ્યું. લક્ષ્મણે કહ્યું: "હશે, ગમે તેમ કરીને ઊર્મિલાને મનાવવી જ જોઈએ."

બધી વાત ઊર્મિલા સુધી વીજળીને વેગે પહોંચી હતી અને તે વન જવાને બધી તૈયારી કરી રહી હતી, એટલે તો લક્ષ્મણ પૂરેપૂરો મૂંઝાયો. તેણે હસીને કહ્યું, "ત્યારે મને વનમાં જવા દેવો નથી કે શું? તું પણ વનમાં આવે તો પછી પિતાશ્રીની અને કૌસલ્યા માતાની સેવા કોણ કરશે? અને સુમિત્રા કોની તરફ જોશે? હું તો રામની સેવા કરવા જાઉં છું. તું ઘરમાં રહીશ તો જ રામને અને મારે વનમાં ચિંતા કરવાપણું નહિ રહે. વૃદ્ધોની સેવા કોઈએ તો કરવી જ જોઈએ. આટલું મારું નહિ માને?"

ધન્ય છે ઊર્મિલાને! આંખમાંથી દડદડ આંસુ ખર્યાં! તેણે ભોંય તરફ જોયું અને એક નિસાસો મૂકી હા પાડી. લક્ષ્મણની આંખો પણ ભીની થઈ. તેણે કહ્યું: "હવે હું એકચિત્તે રામની સેવા કરીશ અને પાછો આવું ત્યાં સુધી કંદમૂળ અને ફળ ખાઈને રહીશ. રાત્રે પથારી પર સૂઈશ નહિ. બ્રહ્મચારીના બધા નિયમો પાળીશ. તારે અમારી ચિંતા કરવી નહિ. સુમિત્રા માતાની સંભાળ લેજે. ચૌદ વરસ તો જોતજોતામાં વીતી જશે."

લક્ષ્મણે ઉતાવળથી વિદાય લીધી, ઊર્મિલાએ આંસુ લોહી નાંખ્યાં અને સુમિત્રાને મંદિર પહોંચી.

એટલી વારમાં બ્રાહ્મણો આવી પહોંચ્યા હતા. ત્રણે જણે પોતાનાં વસ્ત્ર, આભૂષણ વગેરે જે કાંઈ હતું તે બ્રાહ્મણોને આપી દીધું. રામલક્ષ્મણે પોતાનાં શસ્ત્રાસ્ત્ર સજ્જ કરી લીધાં, લક્ષ્મણે કોદાળી અને ટોપલી પણ લીધાં, અને ત્રણે જણાં રાજાની રજા લેવા ગયાં.

## ૨૩

## વલ્કલધારણ

દશરથની આજ્ઞા સાંભળીને રામ ગયા તે પછી તરત જ વસિષ્ઠ અભિષેકવિધિની તૈયારી કરવા આવેલા તે રાતનું વૃત્તાંત જાણી સીધા જ દશરથ પાસે ગયા. બીજા પ્રધાનો, માંડલિક રાજાઓ વગેરે પણ આવતા ગયા તેમ તેમ અભિષેકમાં વિઘ્ન પડેલું સાંભળી દશરથ હતો ત્યાં જ જવા લાગ્યા. પો ફાટતા સુધીમાં તો કૈકેયીનું ભવન રાજ્યના મુખ્ય મુખ્ય બ્રાહ્મણો, પ્રધાનો, માંડલિકો અને શહેરના આગેવાનોથી ભરાઈ ગયું. સૌનાં મોં શોક અને ચિંતાથી વિલાઈ ગયેલાં હતાં. ઘડી બે ઘડીમાં તો બહાર મહેલના દરવાજા આગળ ભેગા થયેલા લોકોએ પણ કૈકેયીએ રામનો અભિષેક બંધ રખાવી રામને વન મોકલવાની તૈયારી કર્યાની વાત જાણી. લોકોએ તરત જ શોરબકોર કરવા માંડ્યો,

અને ખરી વાત વિગતવાર જાણવા અધીરાઈ બતાવવા માંડી. ટોળામાંથી ઘણા લોકો છૂટા પડીને જેવું અધુંપધું સાંભળેલું તેવું બીજાને કહેવાને નીકળી પડ્યા.

અયોધ્યાના રસ્તાઓ પર માણસોની ઠઠ માતી નથી. એટલામાં આગળ રામ અને પાછળ લક્ષ્મણ અને સીતા નીકળ્યાં. શેરીઓમાં માગ ન મળવાથી લોકો ઘરની બારીઓ અને ઝરૂખા પર ચડ્યા છે. રામના મુખ પર તો એવું ને એવું જ પ્રસન્ન સ્મિત ફરકી રહ્યું છે. સીતા મુખ નીચું કરીને ચાલે છે. લક્ષ્મણ આસપાસ જોતા ચાલે છે કે લોકો શું કહે છે?

લોકો નિસાસા નાંખીને કહે છે: "અરે, દશરથને આ શી મતિ સૂઝી? દુર્ગુણી પુત્રને પણ કાઢી મૂકતાં માવતરનો જીવ ન ચાલે, તો આ રામભદ્ર તો ગુણનો ભંડાર! એ મૂળ છે તો આ અયોધ્યાનું વૃક્ષ ઊભું છે. એ હશે તો આ પ્રજારૂપી ડાળીઓ ટકશે. હવે શું થાય?"

કોઈ કહે છે: "શું થાય ભાઈ? જુઓ, આ લક્ષ્મણ શું કરે છે તે. સ્ત્રીઓ અને સગાંવહાલાંને લઈને ઉચાળા ભરો. ચાલો વનમાં. જ્યાં આપણા રામ ત્યાં આપણી અયોધ્યા. પછી આ નગરનાં ઘરબાર ઉજ્જડ થઈ જશે. માણસનું નામનિશાન નહિ જડે, અયોધ્યાની શેરીઓમાં ઉંદરો દર કરશે. જાણે દુકાળથી ભાગી ગઈ હોય એવી વેરાન આ નગરી લાગશે ત્યારે ખબર પડશે."

લોકો તરેહતરેહનાં વચન બોલે છે. કોઈ દુઃખથી નિસાસા નાંખે છે, કોઈ દશરથને માથે આળ ચડાવે છે, કોઈ કૈકેયીની ક્રૂરતાને શાપ દે છે. સૌ રામનાં એકે અવાજે

વખાણ કરે છે, પણ રામના વદન પર જરાયે ફેરફાર થતો નથી. રામ જરાયે આડુંઅવળું જોતા નથી. મનનો નિર્ધાર જરા પણ ચળતો નથી.

સીતાએ કદી ઉઘાડે પગે મહેલની બહાર ડગલું દીધું નહોતું. રથ અને પાલખીમાં ફરનારી સીતા, એની સામે મીટ માંડવાની કોઈની તાકાત નહોતી, તે આજે આભૂષણ તજીને સાદાં વસ્ત્રે ને સજળ નયને નગરની શેરીઓમાં ચાલે છે! જોનાર સ્ત્રીપુરુષો આંસુઓને ખાળી ન શક્યાં. સૌની આંખો વિધાતાએ આંસુથી ઢાંકી દીધી. જાણે આજે રઘુકુળનું આ અમોલું રત્ન લોકોની આંખે ચડે એ એનાથી સહન ન થયું!

કૈકેયીનો મહેલ આવ્યો ત્યાં સુમંત્ર નિસાસા નાખતો ઊભો હતો. રામે કહ્યું, "સુમંત્ર, જાઓ પિતાને કહો રામ આવે છે." રામને આવતા સાંભળી રાજાએ કહ્યું, "સુમંત્ર, મારા આખા અંતઃપુરને અહીં લઈ આવ. આ વંશના દીપકનું દર્શન તો સૌ કરી લઈએ." રાણીઓ આવી ને કકળાણ થઈ રહ્યું.

રામ, લક્ષ્મણ અને સીતા બારણામાં પેઠાં ત્યાં તો દશરથથી બેઠું ન રહેવાયું. તે રામને ભેટવા દોડ્યો. પણ વચ્ચે જ તેને તમ્મર આવી. પ્રધાનોએ તેને પલંગ પર ચડાવ્યો. ત્રણે જણને રાજાએ પલંગ પર બેસાડ્યાં. ત્રણે જણે રાજાને પ્રણિપાત કર્યા અને વન જવાની રજા માગી.

રાજાએ આંખ ફેરવી તેમની સામે જોયું અને ગળગળા સાદે ધીરે અવાજે કહ્યું, "બેટા...રામ...સીતા...લ...ક્ષ્મણ..." મહાપ્રયત્ન કરીને રાજા ફરી બોલ્યો, "દીકરા, તું ભલે

જજે, તને હું નહિ રોકું. પણ આજની એક રાત તું રહી જા. આ અભાગિયા પિતાને ને આ દુખિયારી માતાઓને એક રાત સમાગમનું સુખ આપતો જા."

રામે પિતાને ચરણે માથું મૂકી કહ્યું, "પિતાશ્રી, આજે જવામાં જે ધર્મપાલન છે, જે હિત છે, તે કાલે જવામાં નથી. આ ગાદી, આ દેશ, આ વૈભવ અને આ પ્રજા સૌનો મેં મનથી ત્યાગ કર્યો છે. આપ સુખે એ ભરતને આપો. મારી જરાયે ખટક રાખશો મા, મારો જવાનો નિશ્ચય નહિ ફરે. સમુદ્રે કદી મર્યાદા મૂકી છે? મારાથી તો હવે ક્ષણ પણ નહિ રહેવાય."

દશરથે ઊંડી હાય મૂકી. રામે આગળ ચલાવ્યું, "આપનું વચન સાચું ન પડાય તો આ ભૂમિ, આ ભોગ, આ જીવતર શા કામનાં છે? મારી ચિંતા શા સારુ કરવી? ચૌદ વરસ જતાં વાર પણ નહિ લાગે. વનમાં ફળમૂળ ખાઈને પર્વત, સરિતા ને સરોવરો જોતાં જોતાં કાળ ક્યાં ગયો એની ખબર પણ નહિ પડે."

ચારે બાજુથી કૈકેયી પર ફિટકાર વરસ્યો. સુમંત્રની આંખો રાતીચોળ થઈ હતી. રઘુકુળના એ જીવનભરનો સાચો સેવક હતો. એણે કૈકેયીને વજ્ર જેવાં વાગ્બાણથી વીંધી નાખી, "દેવિ, આજે તમે આ રાજાનો અને આ કુળનો વિનાશ કરવા બેઠાં છો. જરા જુઓ આ પતિ સામે અને એનું કહ્યું માનો. તમારે ભરતને જ રાજા બનાવવો હોય તો સુખે બનાવો. અમે પ્રજાજનો ચાલ્યા જઈશું. તમારું આ કુકર્મ જોઈને પૃથ્વી કેમ ફાટી નથી જતી એનું જ મને આશ્ચર્ય થાય છે. માટે હજુ પાછું વાળીને જુઓ. રામ

તો વન જશે, પણ તમારે માથે ભવોભવનું કલંક રહી જશે."

કૈકેયી ડગે એમ હતું નહિ. પથ્થર પીગળે તો એનું વજ્રહૈયું પીગળે. આ કટાક્ષો જાણે એને અડયાં જ નહિ. કૈકેયી એવી ને એવી નિશ્ચળ રહી.

રાજાના હૃદયમાં ખંજર ભોંકાતાં હતાં. પડયાં પડયાં જ તેણે કહ્યું, "સુમંત્ર, રામને એકલો નથી જવા દેવો. એની જોડે આખી સેના મોકલો. બીજું નગર સ્થાપવાને કારીગરો, વેપારીઓ અને બ્રાહ્મણોને મોકલો. એને કશી વાતનું ઓછું ન આવે એવું કરો. પછી ભલે ભરત આ અયોધ્યા પર રાજ્ય કરે."

કૈકેયીના ક્રોધાગ્નિમાં ઘી હોમાયું. "ના, નહિ બને એ. એવે એઠે ભાણે મારો ભરત નહિ બેસે. એક વલ્કલ સિવાય રામને હું કશું લેવા દેવાની નથી."

રામે કહ્યું, "હા, એ જ બરાબર છે. હું બધું છોડીને જાઉં છું ત્યાં મારે નોકરચાકર શું કરવા છે? સેનાનું શું કામ છે? આખો હાથી આપી દીધો, પછી સાંકળની શી જરૂર છે? જરૂર વલ્કલ લાવો. તમે સૌ હવે ઠપકા આપવા મૂકી દો."

વલ્કલ આણવામાં આવ્યાં. રામ અને લક્ષ્મણે વલ્કલ ધારણ કરી લીધાં, પણ સીતાને તો જિંદગીમાં વલ્કલ પહેરવાનો આ પહેલો જ પ્રસંગ હતો. જેણે બહુમૂલ્ય ચીરથી શરીર શોભાવેલું તે સીતા વલ્કલ ગળે ભેરવીને શરમની મારી નીચી નજર કરી ઊભી રહી. વલ્કલ કેમ પહેરવું એ જ એને આવડતું નહોતું. ઓશિયાળાની જેમ એણે મૂંઝાઈને રામ સામે જોયું. તરત રામે આગળ આવી એના રેશમી

વસ્ત્ર ઉપર વલ્કલ બાંધી દીધું. આ કરુણ દૃશ્ય જોઈ અંતઃપુરની સ્ત્રીઓની આંખો આંસુથી ભરાઈ ગઈ અને બધા પુરુષવર્ગનાં મોં લાજથી લેવાઈ ગયાં.

કૈકેયીની ક્રૂરતા વસિષ્ઠથી સહન ન થઈ શકી. તેમણે ભમર ચડાવીને કહ્યું: "કૈકેયી, આ તો અનર્થની અવધિ આવે છે; રઘુકુળમાં કદી નહિ બનેલું એવું ઘોર કૃત્ય થાય છે. રામનો વનવાસ તેં માગી લીધો છે; લક્ષ્મણ અને સીતાનો નહિ. તો પછી તેમને પણ વલ્કલ શાનાં પહેરાવવા તૈયાર થઈ છે? જા સુમંત્ર, લઈ આવ લક્ષ્મણ અને સીતાનાં વસ્ત્ર અને આભૂષણ, અને આપ એમને પહેરવાને."

લક્ષ્મણે કહ્યું: "હું તો મોટાભાઈ સાથે જટા-વલ્કલ ધારણ કરીને જ રહેવાનો છું." સીતાએ પણ નિશ્ચય ફેરવવા ના પાડી. એટલામાં તો સુમંત્ર વસ્ત્ર, અલંકાર વગેરે લઈને આવ્યો. ગુરુદેવના અને રાજાના ઘણા આગ્રહ જોઈને સીતાએ કચવાતે મને વસ્ત્ર અને ઘરેણાં પહેરી લીધાં. ત્રણે જણે ફરીથી રાજાને, કૈકેયીને અને સર્વ પુરુષવર્ગને પ્રણામ કર્યાં અને રજા માગી. રામે દશરથની પાસે જઈ કહ્યું: "પિતાજી, અમે જઈએ છીએ. આપ અમારી કશી ચિંતા કરશો નહિ અને મનમાં લગારે ઓછું આણશો નહિ. આ મારાં માતાજી છે. એમને મારા જવાથી આપના પર જરાયે રોષ ચડ્યો નથી. એ આપની સેવા કરશે. ભરત આપની આજ્ઞાઓ રૂડી રીતે પાળશે. અને અમે તો કાલે સવારે ચૌદ વરસ પૂરાં થઈ જશે એટલે આવતાં રહીશું."

## ૨૪

# વિદાય

રામ, સીતા અને લક્ષ્મણ બહાર આવ્યાં તેમની પાછળ બધો પુરુષવર્ગ, રાણીઓ અને દાસદાસીઓ પણ ધાઈ આવ્યાં, દશરથ પણ લથડિયાં ખાતો આવ્યો. એને એક બાજુએ મહામાત્ર સિદ્ધાર્થ અને બીજી બાજુએ ઉપાધ્યાય સુધન્વા ટેકો આપતા ચાલતા હતા. મહેલના મોટા દરવાજા આગળ તો લોકોની ઠઠ જામી હતી, અને એ મેદનીમાંથી રસ્તો કરવો એ પણ મુશ્કેલ થઈ પડ્યું હતું. લોકોએ તો ક્યારનો કૈકેયી પર ફિટકારનો વરસાદ વરસાવવા માંડ્યો હતો. કેટલાક કહેતા હતા કે એ દુષ્ટ કૃત્યાને મહેલમાંથી ખેંચી કાઢો, આપણે એને પૂરી કરી નાંખીએ. કેટલાક કહેતા હતા કે આપણે એ પાપણીના રાજ્યમાં રહેવું નથી, આપણે તો રામની સાથે વનમાં જઈશું. બીજા કહે આપણે આ રાજ્ય છોડી બીજા દેશમાં જઈ વસીશું. કોઈ કહે, આ દશરથની મતિ બગડી છે. આમ જાતજાતની વાતો ચાલતી હતી. કોલાહલનો પાર નહોતો.

રાજાના અનુચરોએ આવી લોકોને આજીજીઓ કરીને ખસેડ્યા અને રસ્તો કર્યો. રાજમંડળ આગળ ચાલ્યું.

સુમંત્ર રથ લઈ આવ્યો હતો તેમાં રામ, લક્ષ્મણ અને જાનકી બેઠાં. સુમંત્રે રથ હાંકવા માંડ્યો, પણ લોકો રથને વળગ્યા; રથની ઊધ પર ને પૈડે ચડી બેઠા અને રથને ઘેરી વળ્યા. સુમંત્રે ઘણી આજીજી કરી, રામે વિનંતિ કરી ત્યારે લોકોએ રથ ચાલવા દીધો. પાછળ આખું અયોધ્યા ચાલ્યું. રથ ઝપાટામાં ચાલવા લાગ્યો અને લોકો પાછળ પડવા લાગ્યા. દશરથ છેક પાછળ પડી ગયો હતો. તેનું હૈયાફાટ રુદન ચાલુ જ હતું. શહેરની ભાગોળ આવી ત્યાં રાજમંડળ થોભ્યું. કેટલાક લોકો પણ થોભ્યા. બીજા કેટલાક રામની સાથે વનમાં જવાનો નિશ્ચય કરીને ઘેરથી નીકળ્યા હતા તે રથની સાથે રહ્યા. રામ, લક્ષ્મણ અને સીતાએ રથમાંથી મોં બહાર કાઢી ફરી એક વાર દૂર ઊભેલાં માતાપિતાને અને ગુરુજનને પ્રણામ કર્યા અને રથ ઝડપભેર ચાલ્યો.

દશરથને ફરીથી મૂર્છા આવી જાય તેવી તેની સ્થિતિ થઈ ગઈ હતી એટલે મંત્રીઓ એને સંભાળીને મહેલમાં ઊંચકી ગયા. વસિષ્ઠ પણ રાજાને આશ્વાસન આપવાને તેની પાસે જ રહ્યા. આખા અયોધ્યામાં ઘેરઘેર રોપોકરાણ થઈ રહ્યું. લોકો ખાવાપીવાનું ભૂલી ગયા અને રામનામનું જ રટણ કરવા લાગ્યા. આગલી રાત્રે ઉત્સવ મહાલવા તત્પર થઈ રહેલું અયોધ્યા સૂર્યોદય થતાં તો રામવિયોગના શોકમાં ગરક થઈ ગયું.

ઉપાધ્યાય—એક જ વિષયમાં પારંગત અને વેતન લઈને ભણાવનાર શિક્ષક

કૃત્યા—ડાકણ

## ૨૫

# ગંગાપાર

રામનો રથ ચાલવા લાગ્યો અને પાછળ અયોધ્યાવાસીઓનું ટોળું ચાલવા લાગ્યું. રામે જોયું કે પ્રજાજનો પાછા નથી જ ફરતા, એટલે ત્રણે જણે રથમાંથી ઊતરી ચાલવા માંડ્યું. પ્રજાને માટે રામના હૃદયમાં રહેલું વાત્સલ્ય જોઈને પાછળ આવનાર પ્રજાજનોનાં હૃદય પીગળી ગયાં. તેમણે રાજકુમાર અને જાનકીને રથમાં બેસવા કરગરીને આગ્રહ કર્યો. વૃદ્ધ પ્રજાજનોના આગ્રહ આગળ રામે નમતું આપ્યું. ત્રણે જણ રથમાં બેઠાં અને રથ મંદગતિથી ચાલવા લાગ્યો.

રાત પડી ત્યાં વાસો રહેવાનું નક્કી થયું. મોડી રાત્રે બધાં સૂઈ ગયાં. સવારે રામ વહેલા ઊઠ્યા. તેમણે સુમંત્ર, લક્ષ્મણ અને સીતાને જગાડ્યાં અને સુમંત્રને રથ જોડવાનું કહ્યું. પ્રજાજનોને પાછા વાળવાની આ યુક્તિ હતી. પ્રજાજનો આગલા દિવસના થાકેલા તે ઘસઘસાટ ઊંઘતા હતા ત્યાં રથ તૈયાર થયો. ત્રણે જણ તેમાં બેઠાં અને રથ અયોધ્યાની વાટે વળ્યો. કેટલેક રસ્તે ગયા પછી રામના કહેવાથી સુમંત્રે રથ પાછો દક્ષિણ દિશાએ એવી ચતુરાઈથી

વાળ્યો કે જોનારને એ ક્યાં ગયો એની ખબર જ ન પડે. આડે રસ્તે થઈને રથ દૂર નીકળી ગયો.

મળસકું થયું એટલે વનમાં સૂતેલા લોકો જાગ્યા, અને રામ, લક્ષ્મણ, સીતા, સુમંત્ર કે રથ એમાંથી કશું ન જણાયું એટલે અકળાવા લાગ્યા. એમને ખાતરી થઈ કે રામ જરૂર એમને અંતરિયાળ મૂકીને ચાલતા થયા. આસપાસ ખોળ કરતાં રથનો ચીલો બંધ થયો ત્યાં અટક્યા. હવે આગળ તો રસ્તાની ભાળ મળે જ નહિ. ઘણી શોધ કરી પણ તે નિષ્ફળ ગઈ. તેઓ હતાશ થઈ ગયા અને વીલે મોઢે અયોધ્યા તરફ વળ્યા. અયોધ્યા આવતાં તેમનું રોવું ખાળ્યું ન રહ્યું. શહેરમાં તેમની આસપાસ લોકોનાં ટોળાંનાં ટોળાં ફરી વળ્યાં અને રામના સમાચાર પૂછવા લાગ્યાં. લોકો આગળ પોતાનાં હૈયાં ખાલી કરી તેઓ ઘેર ગયાં, અને ઘણાઓએ તે દિવસથી રામ આવે ત્યાં સુધીને માટે અનેક જાતનાં વ્રત લીધાં.

રામનો રથ તો હવે પૂરપાટમાં દોડવા લાગ્યો. ગામ અને નગર એક પછી એક આવતાં ગયાં. કોઈ પણ નગરમાં પ્રવેશ કર્યા વિના રામે મુસાફરી ચાલુ જ રાખી. કોસલ દેશની હદ પૂરી થઈ ત્યાં સુમંત્રે રથ થોભાવ્યો. રામલક્ષ્મણે પ્રિય જન્મભૂમિને શોકથી ગભરાતે હૈયે છેલ્લું વંદન કર્યું અને આગળ ચાલ્યા.

પુણ્યસલિલા અઘમોચના ગંગા આવી ત્યાં રથ અટક્યો. ગંગાતટના એ પ્રદેશમાં નિષાદ (દાશ) નામની અનાર્ય જાત વસતી હતી. પાસે ગંગાના તટ પર શૃંગવેરપુર કરીને

એમનું પાટનગર હતું. ત્યાંનો નિષાદરાજ ગુહ રામનો પરમ મિત્ર હતો. ચાર લોકોએ ગુહને ખબર આપી કે ગંગાને તટ એક સુશોભિત રથ આવ્યો છે અને સાથે ત્રણ પુરુષ અને એક સ્ત્રી છે. ગુહ તરત જ તપાસ કરવા નીકળ્યા ત્યાં તો રામનાં દર્શન થયાં. બન્ને મિત્રો એકબીજાને પ્રેમભાવે ભેટયા અને એકબીજાની ખબરઅંતર પૂછી.

ગુહે કહ્યું : " ચાલો મારા નગરમાં. ત્યાં સુખેથી રહો અને ચૌદ વરસ પૂરાં કરો." રામે કહ્યું, " ના, પિતાજીએ મને વનવાસ ભોગવવાની આજ્ઞા કરી છે. માટે ચૌદ વરસ સુધી હું નગરમાં પ્રવેશ કરવાનો નથી. અમે તો અહીંયાં ગંગાતટે જ રહીશું." ગુહે જમવાનો આગ્રહ કર્યો, પણ રામે કહ્યું : " અમે વનનાં ફળમૂળ ખાઈને જ રહેવાનાં છીએ. ફક્ત આ ઘોડાને માટે ઘાસ અને ચંદી મોકલાવજે." ગુહે અનુચરોને આજ્ઞા કરી અને પોતે રામની પાસે જ રહ્યો.

રાત પડી એટલે લક્ષ્મણે જમીન પર ઘાસ પાથરી બે સાથરા તૈયાર કર્યા. રામ અને સીતા સૂઈ રહ્યાં. ગુહે લક્ષ્મણને કહ્યું, " તમે પણ સૂઈ જાઓ. હું અને મારી સેના તમારી ત્રણેની ચોકી કરીશું અને તમને કોની આંચ નહિ આવવા દઈએ."

લક્ષ્મણે જવાબ દીધો, " નિષાદરાજ, અમે નથી કોઈ પ્રાણીને પીડતા કે નથી કોઈને છંછેડતા. પછી અમને ભય તો શાનો હોય ? પણ રામ અને સીતાને આમ સાથરો નાંખીને સૂતલાં જોઉં ત્યાં મને ઊંઘ કેમ આવે ? અયોધ્યાના પ્રાણરૂપ રામ અને કોસલની શોભાસમાં સીતાને રાજમહેલ છોડી આ જંગલમાં સાથરે સૂવાનું શાને હોય ? અરે,

રામસૂની અયોધ્યામાં આજે રાત કોણ જાણે કેવીયે જતી હશે! કૌસલ્યા સુમિત્રાએ ધીરજ ધારેલી, પણ હવે તો એમનાં હૈયાં જરૂર ફાટી ગયાં હશે. અયોધ્યાની પ્રજા પણ રામવિયોગે ઝૂરતી હશે. એનો વિચાર કરતાં મને ઊંઘ કેમ આવે, નિષાદરાજ? મારે તો હવે ભાઈભાભીની સેવાનું વ્રત છે. મારી તો ચૌદે વરસની રાત્રિઓ આમ એમની ચોકી કરવામાં જ વીતવાની."

લક્ષ્મણની ભક્તિ અને સેવાભાવ જોઈ ગુહ ગળગળો થઈ ગયો અને એની આંખ ભરાઈ આવી. બંને જણ આખી રાત રામસીતાની ચોકી કરતા રહ્યા, સુમંત્ર પણ તેમાં ભળ્યો. આખી રાત ત્રણ જણે વાતોમાં વિતાડી. સવાર પડતાં રામસીતા ઊઠ્યાં અને નિત્યકર્મથી પરવારી ગુહની પાસે વડવાઈઓ મંગાવી તેના દૂધથી બંને ભાઈએ જટા બાંધી લીધી.

એટલામાં ગુહે નૌકા તૈયાર કરી. સુમંત્રને અહીંયાંથી પાછા ફરવાનું હતું. તેનું હૈયું ભરાઈ આવ્યું હતું. ખાલી રથ લઈને જવું એને મરણ સમાન લાગતું હતું. રામે તેને કહ્યું: "સુમંત્ર, તમે હવે પાછા વળો. અમારા પર છે તેવો ને તેવો પ્રેમભાવ રાખજો અને પિતાજીને મારો સંદેશો કહેજો કે અમને અયોધ્યા છોડીને વનમાં જતાં તલભાર પણ દુ:ખ થયું નથી; અમે સુખમાં જઈએ છીએ. અમારે માટે લેશ પણ ચિંતા ન કરશો. સુમંત્ર, માતાજી કૌસલ્યાને, સુમિત્રાને, કૈકેયીને અને બીજી સૌ રાણીઓને ખબર પૂછજો અને કૌસલ્યા અને સુમિત્રાની વારંવાર સંભાળ લેતા રહેજો. ઊર્મિલાને તો શો સંદેશો કહાવું? એણે તો અમારી ખાતર

આખી જિંદગીનું સુખ જતું કર્યું છે અને અમારાં દુઃખમાં ભાગિયણ બની છે. વનમાં પણ અમને કશી ચિંતા ન રહે એ માટે એણે માતાપિતાની સેવા સ્વીકારી વનમાં આવવાની ઇચ્છાને જતી કરી છે. એનું એ ઋણ તો અમે કયે ભવે ફિટાડી શકશું? ભરતને કહેજો કે રૂડી રીતે રાજ્ય કરે અને જેવી કૈકેયી છે તેવી જ કૌસલ્યાને પણ ગણે. જાઓ સુમંત્ર, હવે મળીશું પાછા આવીશું ત્યારે."

રામ, લક્ષ્મણ અને સીતા નાવમાં બેઠાં. નિષાદરાજે નાવ હંકારવા માંડ્યું. સુમંત્ર કિનારે દિગ્મૂઢ બનીને દૂર ને દૂર જતી નૌકા તરફ અનિમેષ દૃષ્ટિએ જોઈ રહ્યો. નૌકા પાણી વટાવીને સામે કિનારે પહોંચી. ત્રણે જણ કિનારે ઊતર્યાં અને ચાલવા લાગ્યાં. એ દેખાતાં બંધ થયાં ત્યાં સુધી સુમંત્ર ઊભો જ હતો. કેટલીક વારે એને ભાન આવ્યું. નિર્જન અરણ્ય, સામે ગંગાનો વિશાળ પટ અને આ તીરે ખાલી રથ પાસે પોતાને એકલો ઊભો રહેલો જોઈને એ શોકમાં ડૂબી ગયો અને ઠૂઠવો મૂકીને રોવા લાગ્યો. ઘણી વારે એણે રથને ઘોડા જોડ્યા અને અયોધ્યાનો રસ્તો લીધો.

વાત્સલ્ય—વહાલ
ચાર—જાસૂસ
પુણ્યસલિલા—નિર્મળ જળવાળી
અનિમેષ દૃષ્ટિએ—આંખનો પલકારો કર્યા વગર
અંતરિયાળ—અધવચ
સાથરો—પથારી
અઘમોચની—પાપથી છોડવનારી

# ચિત્રકૂટ પર

ગંગા ઊતર્યાં પછી રામે લક્ષ્મણને કહ્યું: "હવે આપણે ગાઢ અરણ્યમાં પગે મુસાફરી કરવાની છે. રાક્ષસોનો આ પ્રદેશમાં ભારે ભય છે. સીતાનું આપણે રક્ષણ કરવું પડશે. માટે હું આગળ અને તું પાછળ એમ ચાલીશું અને સીતાને વચ્ચે રાખીશું. આપણે હમેશાં ચોંકતા રહેવું પડશે." હવે આગળ રામ, વચ્ચે સીતા અને પાછળ લક્ષ્મણ એમ મુસાફરી કરવા માંડી. વનના રળિયામણા દેખાવો જોઈને આનંદથી વાતો કરતાં રસ્તો સહેજમાં ખૂટી જતો અને થાક પણ લાગતો નહિ. રાત પડતી ત્યારે ઝાડ નીચે વાસો કરતાં, લક્ષ્મણ ફળમૂળ લાવે તે ખાતાં અને જમીન પર સાથરા નાંખી સૂઈ રહેતાં. લક્ષ્મણ હમેશાં રાત્રે ભાઈભાભીની ચોકી કરતો.

આગળ જતાં પ્રયાગરાજ આવ્યું. ગંગાયમુનાનો સંગમ આવ્યો, પાસે ભરદ્વાજ ઋષિનો આશ્રમ હતો ત્યાં ત્રણે જણ ગયાં. ઋષિએ તેમનું સ્વાગત કર્યું. રામે પોતાનું

બધું વૃત્તાંત સંભળાવ્યું અને રહેવાલાયક જગા બતાવવાને ઋષિને વિનંતિ કરી. ઋષિએ કહ્યું : “ અહીંથી દસ ગાઉ પર જનસ્થાન કરીને પ્રદેશ છે ત્યાં ચિત્રકૂટ પર્વત છે તે અતિ રળિયામણું અને રહેવાલાયક સ્થળ છે. ઘણા તપસ્વીઓ ત્યાં રહે છે. તમે ત્યાં જઈને રહેશો તો તમને જરૂર ગમશે અને વનની અગવડો બહુ નહિ વેઠવી પડે.”

બીજે દિવસે સવારે ત્રણે જણે ઊઠીને પ્રવાસ શરૂ કર્યો. માર્ગમાં યમુના નદી આવી. યમુનાનું કાળું પાણી, ઉતાવળું વહેણ, અને કિનારે આવેલાં વૃક્ષોનાં ઝુંડનાં ઝુંડ જોઈ સીતાને અપૂર્વ આનંદ થયો. વનમાંથી લાકડાં ભેગાં કરી લક્ષ્મણે નાનું સરખું હોડકું તૈયાર કર્યું. તેમાં બેસી યમુના પાર કરી સામે કિનારે ઊતર્યાં, અને ભરદ્વાજે આપેલી નિશાનીએ ચાલ્યાં. થોડી વારે સામેથી ચિત્રકૂટ પર્વતનું શિખર દેખાવા લાગ્યું. ઘડીવારમાં તો તેઓ ઠેઠ પર્વતની તળેટીમાં આવીને ઊભાં. પર્વતની શોભા જોઈને એમના આનંદનો પાર રહ્યો નહિ. પર્વત પર જઈને ત્યાં રહેતા ઋષિઓને પૂછપરછ કરી રહેઠાણને લાયક એક સ્થળ શોધી કાઢ્યું. બે દિવસમાં તો લક્ષ્મણે એ જગામાં એક સુંદર અને નાનકડી પણ સગવડવાળી પર્ણકુટી તૈયાર કરી. શુભ મુહૂર્તમાં વાસ્તુદેવતાનું પૂજન કરી રામસીતાએ પર્ણકુટીમાં પ્રવેશ કર્યો. થોડા દિવસમાં તો વનમાં તેમને અયોધ્યા કરતાં પણ વધારે આનંદ પડવા લાગ્યો.

છયે ઋતુમાં ચિત્રકૂટની સુંદરતા બદલાતી. રામ સીતાને લઈને પર્વતના જુદાજુદા ભાગમાં ફરતા ને સૃષ્ટિની શોભા બતાવતા. રામની સાથે સીતા સ્વર્ગસુખનો અનુભવ કરતી.

સૂર્યોદય અને સૂર્યાસ્ત સમયે એક જ પર્વતનાં જુદાંજુદાં શિખરો જુદાજુદા રંગે રંગાતાં. કોઈ સોનેરી દેખાતું તો કોઈ લોહીવર્ણું. કોઈના પર પીતવર્ણની છટા છવાતી તો કોઈ નીલરસમાં નહાતું. વર્ષાઋતુમાં કોઈ રાજાનો અભિષેક થતો હોય એમ જલધારાઓથી ચિત્રકૂટનો અભિષેક થતો. ઠંડીના દિવસોમાં કુદરત શાંત થઈ જતી, પક્ષીઓનાં કિલકિલાટ વિના વન સૂનું પડી જતું. સૂર્ય બહુ દૂર ચાલ્યો જતો. પાનખરમાં વૃક્ષો પર્ણસમૃદ્ધિ છોડીને સૂર્યવિયોગના શોકમાં પડી જતાં. પાછી વસંત આવે એટલે ફરી કુદરતની શોભા વધતી, અને પક્ષીઓ તેમ જ વનસ્પતિઓમાં નવો ઉલ્લાસ આવતો. વૃક્ષોમાં થઈને મંદમંદ સમીર વહેતો, અને દ્વિજગણનું આનંદગીત ચાલતું.

ચિત્રકૂટ પર બેઠેબેઠે દૂરદૂર સુધી મેદાનો પર નજર પડતી. જ્યારે જ્યારે આંખ અયોધ્યાની દિશાએ જતી ત્યારે મનમાં અનેક સ્મરણો તાજાં થતાં. દશરથની છેવટની વ્યાકુળતા, માતાઓનું વાત્સલ્ય, પ્રજાનો પ્રેમ એ બધું સાંભરતું. કૈકેયીની કઠોરતા પણ કોક વાર યાદ આવતી અને હૃદયમાં દુઃખ થતું. રામ સીતાને કહેતા, “સીતા, રાજ્ય ન મળ્યું તોયે શું? અહીં મિત્રો અને બાંધવો નથી તેનુંયે શું? શું આ ઓછું સુખ છે? હું નીકળ્યો એ તો સારું જ થયું. પિતાજીનો ટેક પણ સચવાયો અને ભારતનું ભલું પણ થયું. યૌવનમાં વનવાસ એ તો આપણા કુળમાં ચાલતો આવેલો છે. અંશુમાન, દિલીપ અને ભગીરથનો ત્યાગ સંભારું છું, એમની તપસ્યાનો વિચાર કરું છું ત્યારે મને લાગે છે કે મારો આ સુખી વનવાસ તો કશા હિસાબમાં નથી.”

ચિત્રકૂટની તળેટીમાં જ નિર્મળ નીરવાળી મંદાકિની વહેતી હતી. એમાં રોજ આ વનવાસીઓ સ્નાન કરતાં. રામલક્ષ્મણ માનતા જાણે મંદાકિની આપણી બહેન જ છે. રોજ એને કાંઠે ત્રણ જણની મધુરી વાતો ચાલતી, અને મંદાકિની મધુર તરંગ વડે અને શીતળ પવન વડે એમાં સાથ દેતી. આમ આ વનવાસ તો નગરવાસ કરતાંયે મનોરમ થઈ ગયો. વનમાં રાજમહેલને પણ ભુલાવે એવું સુખ મળવા લાગ્યું.

પીત–પીળો | દ્વિજગણ–પક્ષીઓ
સમીર–પવન | વાત્સલ્ય–વહાલ

૨૭

# અંતકાળની ઘડીઓ

રામવિયોગની પેલી કાળરાત્રિ અયોધ્યામાં કેવી વીતી? રામની વિદાય પછી ત્રીજે દિવસે સુમન્ત્ર અયોધ્યા આવી પહોંચ્યો. નગરજનો પૂછશે કે 'રામને ક્યાં મૂકી આવ્યો?' ત્યારે શો ઉત્તર દઈશ એ વિચારે સુમન્ત્રનું હૃદય ભેદી નાંખ્યું. આખો દિવસ નગર બહાર રહી અંધારું થતાં મોઢું ઢાંકીને તે નગરમાં પેઠો અને સીધો રાજમહેલમાં દશરથ પાસે ગયો. રામ વનવાસ ગયા તે દિવસથી રાજા કૌસલ્યા પાસે રહેતો અને કૈકયીનું મોં પણ જોતો નહિ. સુમન્ત્ર કૌસલ્યાને મન્દિર ગયો. સુમન્ત્રને જોતાં જ રાજાએ પૂછ્યું: "સુમન્ત્ર, રામ ક્યાં? સીતા ક્યાં? લક્ષ્મણ ક્યાં?

કહે એ બધાંને તું ક્યાં મૂકી આવ્યો ?" સુમન્ત્ર શો જવાબ દે ? તે પૂતળા જેવો સ્તબ્ધ થઈને ઊભો રહ્યો. રાજાએ ફરીથી દયામણું મોં કરીને કહ્યું : "અરે, ભૂંડા, કહેને રામ ક્યાં છે ?" સુમન્ત્રે કહ્યું : "ગંગાના તટ પર રામ, લક્ષ્મણ અને જાનકીને મૂકીને આવ્યો છું. એમને ગંગા ઓળંગીને પાર જતાં મેં જોયાં છે." દશરથે ઊંડો નિસાસો નાંખ્યો અને પૂછ્યું, "રામે છૂટા પડતી વખતે કંઈ સંદેશો કહ્યો છે ?" સુમન્ત્રે સંદેશો કહી બતાવ્યો. દશરથના દુઃખમાં વધારો થશે એમ જાણીને હૃદયમાં બળતરા થતી હતી તેનું ચિહ્ન પણ સુમન્ત્રે જણાવા દીધું નહિ. અને રાજાની રજા લઈ ઘેર ગયો.

રામનો સંદેશો અને સુમન્ત્રથી છૂટા પડતી વખતનું વર્ણન સાંભળીને રાજાને શોકનો ઊભરો ઊછળી આવ્યો તે ન જ શમ્યો. તેણે કરુણ સ્વરથી વિલાપ કરવો શરૂ કર્યો. તેની આખી જિંદગીનું ચિત્ર તેની આંખ આગળ તરવરવા લાગ્યું. એક અંધ સ્ત્રીપુરુષના જોડાએ કરેલા ભવિષ્યકથનનું તેને સ્મરણ થઈ આવ્યું. શ્રવણવધની યાદ આવતાં કાળની ભયાનક મૂર્તિ તેની આગળ ખડી થઈ. ગભરાટમાં ને ગભરાટમાં તેણે કૌસલ્યાને એ ભવિષ્ય-કથનની વાત સંભળાવવા માંડી. કૌસલ્યા પતિને આશ્વાસન આપતી ગઈ અને વાત સાંભળતી ગઈ. રાજાએ વાત ચલાવી :

"એક વખત ભરજુવાનીમાં હું મૃગયા કરવા નીકળી પડ્યો. દોડતે ઘોડે શિકારની શોધમાં ફરતાં એક સરોવર આગળ આવ્યો. ત્યાં પાણીમાં અવાજ થતો સાંભળ્યો.

ઈ હરણ કે બીજું જનાવર પાણી પીવા આવ્યું હશે મ ધારીને મેં બરાબર ચોટ લગાવી. તરત જ સરોવરમાંથી ષ્યની કારમી ચીસ સંભળાઈ. હું ગાભરો બનીને ચો, અને જઈને જોઉં છું તો એક ઋષિકુમાર બાણથી ઘાઈને પડ્યો છે, પાસે પાણીથી ભરેલો લોટો છે અને માંથી લોહીની ધાર ધડધડ વહ્યા કરે છે. હું તરત એની સે દોડી ગયો, અને હાથ જોડી તેની ક્ષમા માગવા ગ્યો. તેણે કહ્યું, 'હશે, મારું નસીબ. પણ તમે આ ણી લઈ જાઓ અને અહીંયાં પાસે આ મારાં અંધ તપિતા છે તેમને આપો. અરે, એ બિચારાંની જીવાદોરી ો જાય છે. હવે એ શું કરશે?'

"બોલતાં બોલતાં કુમાર શ્રવણની જીભ અટકવા લાગી. તેને ધીરજ આપી, અને એનાં માતપિતાને મારે ત્યાં ઈ જઈ પુત્રની પેરે તેમની સેવા કરીશ એવું વચન ાપ્યું. તેણે મને પાણી લઈ જવા સાન કરી, પણ હું ન રયો. મારા મનની મૂંઝવણ એ ચતુર કુમાર કળી ગયો ા. તેણે શરીરમાં રહ્યું હતું તે બધું જોર એકઠું કરીને લવાનો પ્રયત્ન કર્યો અને કહ્યું, 'રાજા, તને બ્રહ્મહત્યાનો ય છે. પણ તું નિર્ભય રહેજે. હું દ્વિજ નથી પણ વૈશ્ય પથી શૂદ્ર માને પેટે જન્મેલો છું.' આટલું કહેતામાં તો બાળકના પ્રાણ નીકળી ગયા. હું ડરતો ડરતો પાણી ઈને તે અંધ સ્ત્રીપુરુષ પાસે ગયો અને પાણી આપ્યું.

"મારો પગરવ સાંભળતાંની સાથે જ પિતા બોલી ડ્યો: 'બેટા, કેમ આટલું મોડું થયું? પાણી લાવને. ાટલી વાર બેટા, તેં પાણીમાં રમ્યાં કીધું તે તારી માતા

અધીરી થઈ રહી છે. મારાથી કે તારી માતાથી તારો કાંઈ વાંક થયો હોય તો તારે મનમાં ન લાવવો જોઈએ. તું તો અમ પાંગળાંના પગ છે, અમ આંધળાંની આંખ છે. તને લઈને તો અમારા પ્રાણ ટકી રહ્યા છે. પણ તું કેમ બોલતો નથી, વત્સ. તને આજે શું થયું છે?'

"આનો હું શો જવાબ આપું? મને થયું ધરતી માગ આપે તો સમાઈ જાઉં. મારી જીભ ઊપડતી નહોતી. મહાકષ્ટે મેં બોલવાનું બળ ભેગું કર્યું અને શ્રવણવધની વાત કરી. મેં કહ્યું, 'મહારાજ, મેં અજાણે મૃગની ભ્રાંતિ આ કર્મ કર્યું. આપ મને ક્ષમા કરો ને આ જળ પીઓ. હવે હું આપનો પુત્ર આપની શ્રવણ જેવી સેવા કરીશ. મારા પર અનુગ્રહ કરો.'

"મારાં આ વચન સાંભળતાં તો માતપિતા તરત જ વન ગજવી નાંખે એવું આક્રંદ કરવા લાગ્યાં. પુરુષે મને કહ્યું, 'અમને શ્રવણના શબ પાસે લઈ જા. અમે પણ શ્રવણની સાથે પરલોકમાં જઈશું. એના વિના અમે ક્ષણ પણ નહિ જીવી શકીએ.' હું તેમને શ્રવણના શબ પાસે દોરી ગયો. તેમનો વિલાપ ચાલુ જ હતો. મેં આસપાસથી લાકડાં ભેગાં કરી ચિતા તૈયાર કરી અને શબ આગળ આવ્યો. તે વૃદ્ધ મને શાપ આપશે એ ભયથી હું ધ્રૂજતો હતો. તેણે કહ્યું, 'રાજા હવે અમારો જીવ જાય છે. તને શાપ આપીને પ્રભુનો ગુનેગાર તો નહિ થાઉં. પણ મરવા બેઠેલો માણસ ભવિષ્ય જોઈ શકે છે. મને તારું ભવિષ્ય જણાય છે કે તારે પણ અમારી પેઠે પુત્રવિયોગથી ઝૂરીઝૂરીને મરવું પડશે.' હું ભવિષ્યવાણી સાંભળીને થરથર્યો. માતપિતાએ

ત જ પ્રાણ તજ્યા. મેં એક જ ચિતા પર પિતા, માતા
ને પુત્રનો અગ્નિદાહ કર્યો અને હું ઘેર આવ્યો. અરે,
વૃદ્ધની વાણી આજ ખરી પડવા બેઠી છે!"

રાજાના હૃદયમાં હવે બેસુમાર મુંઝવણ થવા લાગી.
ૃ દુઃખમાં પથારીમાં પછાડા નાખવા માંડ્યા. પાસે કૌસલ્યા-
મેત્રા બેઠાં હતાં. રાજાએ વેવલાં વીણવા માંડ્યાં. રામમાતાને
ં, "હવે પુત્રવિયોગે મારા પ્રાણ જાય છે. તને પણ હું
ઈ શકતો નથી. મારા આ બળી રહેલા શરીરને તું તારા
તળ હાથ તો લગાડ. જો રામ આવીને મને મળે તો હું જરૂર
ી શકું. અરેરે, મેં આ રામને શું કર્યું? હે દેવિ, આ
ંખોનું તેજ તો ઊડી ગયું છે. સ્મૃતિ જતી રહી છે. આ
ાકિંકરો સામા ઊભા છે. અરેરે! આ અંતકાળે મારા
મને કોઈ એક વાર ન લાવે? રામને જોયા વિના જ હું
ઈશ? આ જીવનનો દીવો હવે હોલવાઈ જાય છે. હે
વ, ઓ મહાબાહુ, મારા પ્રાણના આરામ, હા દીકરા, તું
ો? આ હું પણ જાઉં છું. કૌસલ્યા, સુમિત્રા, તમને હું
ી દેખતો. હા વેરણ કૈકેયી. ઓ રામ, ઓ લક્ષ્મણ,
ા દીકરી સીતા!" આ શબ્દો સાથે રાજાના પ્રાણ નીકળી
યા. મધરાતનો સમય થયો હતો. રાજમહેલમાં પણ
જાના જીવનનો દીવો બુઝાઈ ગયે અંધારું થઈ ગયું.

# હાહાકાર

કૌસલ્યા અને સુમિત્રા તો પાસે જ હાજર હતાં. પહેલાં તો તેમને લાગ્યું કે રાજાને નિદ્રા આવી. પણ જ્યારે એમણે જોયું કે રાજાની આંખો ફાટી ગઈ છે, નાડ બંધ પડી છે, હૃદયના ધબકારા અટકી ગયા છે, શ્વાસોચ્છ્વાસ ચાલતો નથી, ત્યારે એમના પર વજ્રપાત થયો. બન્નેને એકદમ મૂર્છા આવી. બંને ભાન ભૂલીને શબ આગળ પડ્યાં.

આ અશુભ સમાચાર અંતઃપુરમાં ફેલાતાં કેટલી વાર? કૈકેયી આક્રંદ કરતી દોડી આવી. બીજી બધી રાણીઓ હૈયાફાટ રુદન કરતી શબને વીંટળાઈ વળી. કૌસલ્યા અને સુમિત્રાને જાગૃત કરવાના પ્રયત્ન કર્યા. કૌસલ્યાએ જાગીને ફરી રુદન શરૂ કર્યું. રાજાનું માથું ખોળામાં લીધું, અને કૈકેયીની સામે જોયું : "કૈકેયી, લે હવે ભોગવ તારું નિષ્કંટક રાજ્ય, અને રાજી થા. મારે તો દેવસમો દીકરો પણ ગયો અને આ પતિદેવ પણ ચાલ્યા ગયા! હું હવે કોને આધારે જીવું? મને હવે આ જીવતર અકારું લાગે છે. તું જ મારી ચિતા ખડકાવ. એમાં બળીને હું પતિની સાથે જઈશ."

રામમાતાની વ્યાકુળતા અસહ્ય હતી. કૌસલ્યા ધૈર્યની મૂર્તિ ગણાતી. એનું જ જ્યારે ધૈર્ય ખૂટ્યું ત્યારે કોનું હૈયું હાથમાં રહે?

પરોઢ થયું. હજી બહાર નગરમાં વાત પહોંચી નહોતી. બંદીજનો મહેલને દરવાજે આવીને સ્તવન કરવા લાગ્યા. ઝાડ પર બેઠેલાં ને રાજમહેલમાં પાંજરામાં પુરાયેલાં પક્ષીઓએ એ અવાજ ઝીલી લીધો. કુમારિકાઓ પૂજાનાં ફૂલ લઈને હાજર થઈ. સ્નાનની અને પ્રાતર્ભોજનની તૈયારીઓ થવા લાગી. રામ વિના બધું નિસ્તેજ તો લાગતું જ હતું. કોઈને કામ કરવાનો ઉમંગ નહોતો દેખાતો છતાં ચૂપચાપ સૌ પોતપોતાનાં કામ કરતાં હતાં.

એટલામાં એકાએક આ મરણની ખબર કાને પડી. સૌ કોઈ ઊભું હતું ત્યાં ને ત્યાં જ ચોંટી ગયું. કામ ત્યાંનું ત્યાં જ રહ્યું. પાત્રો એમને એમ જ પડી ગયાં. અને સૌ કૌસલ્યાના ભવન તરફ દોડ્યાં. એક ઘડીમાં તો આખો મહેલ રોકકળથી ધ્રૂજવા લાગ્યો.

એટલામાં સુમંત્ર આવ્યો, પાછળ મહામાત્ર સિદ્ધાર્થ આવ્યો, ઉપાધ્યાય આવ્યા, વસિષ્ઠ આવ્યા અને કૌસલ્યાનું ભવન ભરાઈ ગયું. વીજળીવેગે આખા શહેરમાં રાજાના મરણની ખબર ફરી વળી. લોકોએ કામકાજ બધું બંધ કરી દીધું અને ઊંડી ગમગીનીમાં પડી ગયા.

ચકલેચકલે લોકોનાં ટોળાં ભેગાં થવા લાગ્યાં. રાજભક્ત પ્રજા પ્રેમાળ રાજાના મરણની વાત સાંભળીને બાવરી બની ભાન ભૂલી હતી. અયોધ્યામાં શું થવા બેઠું છે એ વિષે સૌ કોઈ વિમાસણ કરતું બેઠું હતું. સૌને મોઢે એક વાત

હતી. "હાયહાય કૈકેયીએ રાજાને ભરખી લીધા. એ વરરૂપી ઝેરી જીભો વડે એ નાગણીએ રાજાનો પ્રાણ લીધો."

રાજાના શબની શી વ્યવસ્થા કરવી, એક રાજકુમાર હાજર નથી પછી શબને અગ્નિસંસ્કાર કોણ કરે, વગેરે સવાલોનો વિચાર રાજમહેલમાં મળેલા મંડળમાં થવા લાગ્યો. આખરે એ જ નક્કી થયું કે રાજાના શબને તેલમાં સાચવી રાખવું અને ભરત અને શત્રુઘ્નને તાબડતોબ બોલાવવા. આ નિશ્ચય બધાને ગમ્યો, મંત્રીઓએ એ નિશ્ચયનો અમલ તરત જ કરી દીધો. રાજાના શબને તેલનો એક મોટો હોજ ભરીને તેમાં રાખવામાં આવ્યું. બધું મંડળ વીખરાઈ ગયું. માત્ર સુમંત્ર અને ઉપાધ્યાય બે જણા રાણીઓને આશ્વાસન આપવાને રહ્યા.

## ૨૯

# ગોઝારી મા

ભરતશત્રુઘ્નને તેડવા નીકળેલા ઘોડેસવારો દોડતે ઘોડે મજલ દર મજલ કાપીને કેકય દેશમાં યુધાજિત રાજાના પાટનગરમાં આવી પહોંચ્યા. ભરતને આગલી રાત્રે ઘણાં જ ભયંકર સમણાં આવેલાં તેની વાત કરતો તે મિત્રો આગળ બેઠો હતો. સવારોએ આવી તેને કહ્યું, "અયોધ્યામાં આપનું ઘણું જ જરૂરનું કામ પડ્યું છે, માટે હમણાં ને હમણાં જ પધારો." ભરતે બધાનું કુશળ પૂછવા માંડ્યું પણ સવારોએ

કહ્યું કે "અમારી પાસે તો આટલો જ સંદેશો છે." બંને ભાઈઓએ મામાની અને બીજાં સગાંવહાલાંની રજા લીધી અને સવારો સાથે અયોધ્યા આવવા નીકળ્યા.

યુધાજિતે તેને વાઘ જેવા બળવાન અને મહાકાય એવા કેટલાક કૂતરા, બે હજાર સોનૈયા, સોળસો ઘોડા, કેટલાક હાથી અને ખચ્ચર ભેટ આપ્યાં. "અમારે ઘણી જ ઉતાવળે જવાની જરૂર છે," એમ કહી ભરતે આ બધી ભેટ લેવા ના પાડી છતાં યુધાજિતે આગ્રહ કરીને એની સાથે એ બધું મોકલ્યું. એ બધા સાજને પાછળ રાખીને અયોધ્યાના ઘોડેસવારો સાથે રાજકુમાર આગળ નીકળી ગયા અને રથને પૂરપાટમાં દોડાવી મૂક્યો.

સાત રાત્રિના સતત પ્રવાસ પછી આઠમે દહાડે અરુણોદય સમયે ભરતે અયોધ્યાનું દર્શન કર્યું. પ્રથમ દર્શને જાણે પહેલાંની અયોધ્યા રહી જ ન હોય એવું લાગ્યું. શહેરની ભાગોળ સુની હતી. શહેર બહારના બાગમાં લોકોની આવજા રહેતી તેને બદલે આજે તે સુના પડ્યા હતા. ભરતે કહ્યું, "સારથિ, આજે આ નગરી અરણ્ય જેવી કેમ ભાસે છે? મને એકાએક શા સારુ બોલાવ્યો હશે?" દરવાજે થઈને નગરમાં પેઠા ત્યાં એવો જ ગમગીન દેખાવ જોયો. ઝાડો જાણે પાંદડાં નાંખીનાંખીને રુએ છે. ઝાડનાં પાંદડાંના ઢગલા રસ્તા પર વાળ્યા વિનાના પડ્યા છે. પક્ષીઓના કલરવ બંધ થઈ ગયા છે. વાજિંત્રના ઘોષ સંભળાતા નથી. આગળ ગયા ત્યાં ઘરોનાં બારણાં ઉઘાડાં પડ્યાં છે. કચરા પણ કાઢેલા નથી. મંદિરોમાં ક્યાંયે પૂજાના ઘંટાનાદ થતા નથી. માળીઓને ત્યાં ફૂલના હાર લટકાવેલા નથી. દુકાનો પર

વેપાર ચાલતો નથી. જે માણસો આવે જાય છે તેમનાં મોં પર ઉદાસી છવાઈ ગયેલી છે.

ભરતના મનમાં અનેક તર્કવિતર્કો થઈ ગયા. હવે કેમ કરીને પિતાને મળું, માતાને મળું, રામનાં દર્શન કરું એવી અધીરાઈ તેને થવા લાગી. સીધો તે પિતાના મહેલમાં ગયો. પિતાનું ભવન સૂનું જોયું. તરત જ ભરત માતાને મંદિર પહોંચ્યો. જઈને માતાને પગે પડ્યો, અને પહેલું જ પૂછ્યું, "માતા, પિતાજી ક્યાં છે?"

કૈકેયી સોને મઢેલા આસન પર બેઠી હતી ત્યાંથી ઊતરી. પતિવિયોગનું દુઃખ તો તેને સાલતું હતું, પણ ભરતને તે ન જણાવા દીધું. પોતાના પિયરની ખબરો પૂછવા લાગી. "હેં ભાઈ, દાદા, મામા બધા સાજાતાજા છે ને? તને આવતાં કેટલા દિવસ લાગ્યા? બહુ થાક્યો લાગે છે નહિ, દીકરા?"

ભરતે જવાબ દીધો, "અહીં આવતાં સાત જ રાત લાગી. મામાને ત્યાં સહુ કુશળ છે. પણ પિતાજી ક્યાં છે એ કહેને, મા. આ તમારું ભવન આજે પિતા વિના મને સૂનું કેમ લાગે છે? કૌસલ્યા માતાને મંદિર જાઉં? ત્યાં મને પિતાજીનાં દર્શન થશે? મને એમણે કેમ બોલાવ્યો છે?"

ભરતને ઉત્તર દેતાં કૈકેયીની જીભ ઊપડતી નહોતી. તેણે બહુ વાર જીભ ચાવી, શબ્દ કાઢવાને બહુયે પ્રયત્ન કર્યો. અંતે મહાપ્રયાસે બોલી, "ભરત, તને શું કહું? મેં અભાગણીએ તો બહુયે સાચવ્યું. બીચારી મંથરા પણ મદદે ધાઈ. પણ બનવા કાળ એને મિથ્યા કોણ કરે? પ્રાણીમાત્ર જે ગતિ પામે છે તે ગતિએ તારા પિતા પહોંચ્યા. તારા પિતાની તો સદ્ગતિ થઈ. આપણને મૂકીને રાજા ચાલ્યા ગયા."

ભરત સ્તબ્ધ થઈ ગયા. શોકથી હૈયું એવું ચૂરેચૂરા થઈ જતું હતું કે આંસુ આવવાં પણ કઠણ હતાં. "હાય, મને આ ખબર આપવા જ બોલાવ્યો? હા શિરચ્છત્ર, મારે માથે હવે કોણ સ્નેહથી હાથ ફેરવશે? મારું માથું હવે કોણ સૂંઘશે? અરેરે, તમે મને દૂર મોકલીને નમેરા થઈને ચાલ્યા ગયા? મને રામના હાથમાં સોંપી જવા પણ ન રહ્યા? અરે, ધન્ય છે રામલક્ષ્મણને જેમણે પિતાનો અંતકાળનો આશીર્વાદ લીધો, પિતાનો અગ્નિસંસ્કાર કરી કૃતાર્થ થયા! માતા, હવે રામ ક્યાં મળે તે મને કહો. મને તરત રામ પાસે લઈ જાઓ. હવે રામ જ મારું શિરચ્છત્ર છે, હું એમનો સેવક છું."

કૈકેયીનું હૈયું ભીનું તો થયું પણ તે કઠણ થઈને બોલી, "ભરત તું ક્ષત્રિયકુમાર છે ને? આવો વિલાપ તે તને છાજે? જરા ધૈર્ય ધારણ કર ભાઈ, થવાનું હતું તે થઈ ગયું. આપણું હવે એમાં શું ચાલે?"

"મા, એ તો કહો પિતાજીનાં છેલ્લાં વચન શું હતાં? એ સાંભળીને તો ધન્ય થાઉં."

"રાજાએ હે રામ, હે લક્ષ્મણ, ઓ સીતા, એ શબ્દો બોલતાં બોલતાં દેહ મૂક્યો."

ભરત પર વજ્રપાત થયો. "માતા, હું આ શું સાંભળું છું? શું ત્યારે આર્ય રામ, મારો વહાલો લક્ષ્મણ અને સીતાદેવી એ સમયે નહોતાં?"

"ના ભાઈ, એ તો ત્રણે દંડકારણ્ય ગયાં. તારા પિતાએ એમને વનવાસ આપ્યો."

"વનવાસ ? શા સારુ ? શું રામે કોઈ બ્રાહ્મણને રંજાડયો ? શું કોઈ નિરપરાધીને માર્યો ? શું કોઈ સ્ત્રી ઉપર કુદૃષ્ટિ કરી ? થયું શું ?"

"નારે, રામ એવું પાપ કરે ખરો ? રામ કોઈને શા સારુ મારે ? રામ તો પરસ્ત્રીની સામે આંખ પણ માંડતો નથી. પણ વત્સ, તું ન ચિડાય તો તને કહું. રામનો અભિષેક થતો હતો, તેમાં મેં તારા સુખનો વિચાર કર્યો, તને રાજા બનાવવા ધાર્યું, અને મારા બે વર બાકી હતા તે માગી લીધા. તારે માટે રાજ્ય માગ્યું ને રામને માટે દેશવટો. જો ભાઈ, માતાએ તારે સારુ કેટલું કર્યું ? મારા તરફ હેતની અમીદૃષ્ટિ તો નાંખ."

ભરતની આંખમાંથી ચોધારાં આંસુ વહેવા લાગ્યાં. "અરે, આ મારી મા ? આ અંગારો પિતાશ્રીએ કેમ સંઘર્યો ? અરે, કૈકેયી, રામ તો તને અને કૌસલ્યાને સરખી ગણતા. કૌસલ્યાને તેં ઓછું દુઃખ દીધું છે ? પણ એણે તને હમેશાં બહેન જેવી ગણી છે. તેના દીકરાને તેં વલ્કલ પહેરાવીને વન મોકલ્યો ? અને એ બધું મારે નામે ? આટલું ઘોર કર્મ આ અધમ જીવને માટે તેં કર્યું ? પણ તારો મનસૂબો તો હું પાર નહિ જ પડવા દઉં. આ રાજ્યને છોડીને હું વનમાં જઈ મારા રામને લાવીશ, નહિ તો એની સાથે જ એનો દાસ થઈને રહીશ. હે પતિઘાતક સ્ત્રી, તું મારી મા કહેવાવાને લાયક નથી. તું ધર્માત્મા અશ્વપતિની દીકરી પણ નથી. તારે આજ્યે આ પવિત્ર રઘુકુળનો નાશ થવા બેઠો છે. તારે પાપે આખું અયોધ્યા નિરાધાર થઈ ગયું છે. રાજ્યને લોભે તેં સત્યાનાશ

વાળ્યું છે. તારું લીધું રાજ્ય મારે શું કામનું છે? મારે તો હવેથી તારું મોઢું પણ જોવું નથી. પડી રહેજે તું હવે તારા અંધારા ઓરડામાં અને સડયા કરજે ત્યાં. કોઈ તારા સામું પણ જોનાર નથી. આ ક્રૂર કામનું પ્રાયશ્ચિત્ત કરવું હોય તો તું અગ્નિમાં પ્રવેશ કર, કાં તો અરણ્યમાં જા, કાં તો ગળે ફાંસો ખા. એ સિવાય તારા પાપનું નિવારણ નથી."

કૌસલ્યાએ ભરતના આવવાની વાત સાંભળી સુમિત્રાને કહ્યું, "બહેન, ભરત આવ્યો જણાય છે. તું મને એની પાસે લઈ જા. એને મળીએ તો ખરાં." કૌસલ્યાનાં અંગ શિથિલ થઈ ગયાં હતાં. સુમિત્રાનો ટેકો લઈ તે ભરતને મળવા નીકળતી હતી ત્યાં તો ભરત અને શત્રુઘ્ન બંને આવી પહોંચ્યા. કુમારોએ માને ખોળે માથું મૂકયું.

કૌસલ્યાએ કહ્યું, "ભરત, આ તને નિષ્કંટક રાજ્ય મળ્યું છે. કૈકેયીએ તો કાળો કેર કર્યો. મારી આંખના રતન જેવા રામને વનમાં કાઢીને એણે શું મેળવ્યું? હવે તું કૈકેયીને કહે કે મને પણ વનમાં મોકલે. નહિ તો હું જ સુમિત્રાને આગળ કરીને જાઉં? જોઈએ તો તું મને લઈ જા. તારે માટે આ ભર્યોભાદર્યો કોસલ છે, એ તું ભોગવ. ભાઈ, અમને તું રામ પાસે જવા દે."

ભરતના હૃદયમાં ભાલું ભોંકાયું. તેના શબ્દો સાથે આંસુની ધારા ભળવા લાગી. "માતા, મને નિરપરાધીને દોષ શા સારુ દો છો? આ ઘોર કર્મમાં જો મારી જરાયે સંમતિ હોય, મેં સ્વપ્ને પણ રામનો દ્રોહ કર્યો હોય, તો આ પૃથ્વી પર જેટલાં પાપ થાય છે તે બધાં મારે માથે પડજો, મારે માથે આભ તૂટી પડજો. મા, આ હતભાગીને

નામે આ ગોઝારું કામ થયું! એના કરતાં હું જન્મ્યો જ ન હોત તો કેવું સારું થાત!" જાણે હમણાં હૈયું ફાટી જશે એવી રીતે ભરત ડૂસકાં ભરવા લાગ્યો.

કૌસલ્યાએ પોતાના દુઃખનો વેગ જરા રોક્યો. તે બોલી "ભરત, પુત્ર, તું રુએ છે ને મને બધું દુઃખ તાજું થાય છે. મૂકી દે શોક, તું મારી સામું જો. તારી બુદ્ધિ નિર્મળ છે તો તારું ભલું થશે. આવ દીકરા, હું તારી મા. તને જોઈને જાણે રામ પાછો આવ્યો હોય એવી શાતા વળે છે.' કૌસલ્યાએ ભરતને ખોળે બેસાડ્યો. બંને જણનાં આંસુની ધારાઓ ભેગી થઈ. સામે સુમિત્રા અને શત્રુઘ્ન પણ ગંગાયમુના વહેવડાવતાં હતાં.

૩૦

# ભાઈની શોધમાં

તે જ દિવસે ભરતે પિતાના શબને અગ્નિસંસ્કાર કર્યો. દસ દિવસ સુધી રાજકુળમાં સૂતક પળાયું. બારમે દિવસે ભરતે શ્રદ્ધા અને ભક્તિથી પિતાનું શ્રાદ્ધ કર્યું, અને તેમના કલ્યાણને નિમિત્તે ધન, અન્ન, વસ્ત્ર, ગાયો, વાહન, ઘર જમીન વગેરેનાં દાન કર્યાં. તેરમો દિવસ આખો શોકમાં ગયો ચૌદમે દિવસે સવારમાં દરબાર ભરાયો તેમાં ભરતે રાજ્યગાદી નહિ સ્વીકારવાનો અને રામની પાછળ વનમાં જઈ તેમને સમજાવી અયોધ્યા લાવી ગાદીએ બેસાડવાનો પોતાનો નિશ્ચય

જાહેર કર્યો. ભરતના અડગ નિર્ધાર આગળ દરબારીઓની અને રાણીઓની વિનવણીઓ અફળ ગઈ. મન્ત્રીઓને રાજ્યની વ્યવસ્થા કરવાનું કહીને ભરત વનમાં જવા નીકળી પડ્યો. સેનાપતિને અગાઉથી કહી મૂકેલું એટલે ચતુરંગી સેના પણ ભરતની સાથે જવા તૈયાર થઈ રહી હતી. તેને સાથે લઈને ભરતે વનમાં પ્રવાસ શરૂ કર્યો.

ગંગાનો તટ આવ્યો ત્યાં શૃંગવેરપુર આગળ સેનાએ પડાવ નાખ્યો. ગુપ્તચરો દ્વારા ગુહને ખબર મળી કે ભરત મોટી સેના સાથે વનમાં આવ્યો છે અને ગંગા પાર કરવાની પેરવી ચાલી રહી છે. ભરત રાજ્ય છોડીને વનમાં આવ્યો છે, અને રામનો એ વેરી છે, તેથી વનમાં જ રામનો ઘાટ ઘડી નાંખવા તો તે નહિ જતો હોય એ અશુભ શંકાથી ગુહના હૃદયમાં થરથરાટ વછૂટ્યો. તેણે તરત જ ચુનંદા દાશ સુભટોને ગંગાના તટ પર મોકલી દીધા, અને તેમને હુકમ આપ્યો કે તમારે ગંગાના બંને તટ પર તીરકામઠાં સજ્જ કરીને ઊભા રહેવું અને ભરતની સેના નદી ઊતરવા માંડે કે તરત જ એના પર તીરનો વરસાદ વરસાવવો. તે જ વખતે બીજા કેટલાક ગંગામાં પડવું અને તીરના મારથી બચેલા ભાગને જળશાયી કરી દેવો.

આ બધી સૂચના આપીને ગુહ પોતે કેટલાક સૈનિકો સાથે ભરતની પાસે ગયો, એને મળ્યો અને પોતાની શંકા તેની આગળ પ્રગટ કરી કહ્યું: “જુઓ, તમે તમારી સેનાના જોરથી ફુલાતા હશો અને તેથી રામને તો પળમાં મચ્છરની પેઠે મસળી નંખાશે એમ તમને લાગતું હશે. પણ હું રામનો મિત્ર છું એ તો તમે જાણતા હશો. યાદ રાખજો કે તમારું

બળ મારી રણનીતિ આગળ ધૂળ છે. આ ગાઢ જંગલમાં હું એકલો જ માણસ રાખી તમને એવો હંફાવીશ કે તમારો એકે માણસ જીવતો જવા નહિ દઉં. માટે તમારો ખરો ઇરાદો હોય તે ખુલ્લા દિલથી ક્ષત્રિય બચ્ચાની માફક બેધડકપણે કહી દો. નહિ તો પછી જે પરિણામ આવે તે જોઈ લેજો."

ગુહની રામ પરની પ્રીતિ જોઈ ભરત ચકિત થયો. તેણે કહ્યું, "નિશાદરાજ, તમે રામના મિત્ર, એટલે તમને નમસ્કાર કરું છું. હું રામને મારવા નથી જતો, પણ રામને પાછા લાવવા નીકળ્યો છું. અયોધ્યા રામની જ છે, મારે એનું કામ નથી. રામને એમનું રાજ્ય સોંપી દઉં એટલે હું ધન્ય થયો."

ગુહને આશ્ચર્ય થયું. તેનો ક્રોધ શમ્યો, તે બોલ્યો, "ભરત. તમારા જેવો તો આ દુનિયામાં કોઈ જોયો નથી. જાઓ સવારે તમે સુખેથી ગંગા પાર કરજો મેં બધી તૈયારી કરી નાખી છે."

સૂર્ય આથમ્યો હતો. ભરતે ગંગાતીરે જ રાતવાસો કર્યો. જે ઇંગુદીવૃક્ષ નીચે રામ રહેલા તેની જ નીચે ઘાસના સાથરા કર્યા. ભરતને ઊંઘ શાની આવે? આખી રાત તેણે વ્યાકુળતાથી કાઢી. ગુહે એને રામ કયે રસ્તે આવ્યા, ક્યાં રહ્યા, કેવી રીતે સૂતા, બધી વાતો કહી.

"મેં રાત્રે ભોજન કરવાનું કહ્યું, પણ રામે ના પાડી. લક્ષ્મણે પાણી આણ્યું એમાંથી રામે પીધું, સીતામાતાએ પીધું અને બાકી રહ્યું તે લક્ષ્મણે પીધું. એ પાણી પીને એમણે રાત કાઢી. રાતે લક્ષ્મણે મારી જોડે ચોકી કરી. મેં એમને ઘણું કહ્યું, 'તમે સૂઈ જાઓ.' પણ એમણે કહ્યું, 'મારે તો

હવે ભાઈભાભીની સેવાનું વ્રત છે, હું નહિ સૂઈ રહું. શી લક્ષ્મણની સેવા!"

"હા, નિષાદરાજ, લક્ષ્મણ જેવો ભાઈ આ ભૂમિ પર મળવો દોહ્યલો છે. ધન્ય છે લક્ષ્મણ, ધન્ય છે તને!"

આ ભ્રાતૃપ્રેમ જોઈ ગુહનું હૈયું ભરાઈ આવ્યું. "ભરત, આ ભવમાં રામનો સમાગમ થાય એથી બીજી ધન્યતા શી હોઈ શકે? મારા જેવા અધમને પણ એમણે તાર્યો. લોઢાને જેમ પારસ અડકે તેમ રામે મને પાવન કર્યો. મારા જેવા નિષાદને એ આર્યશિરોમણિએ મિત્રથીયે અધિક ભાઈ બનાવ્યો."

ભરતે કહ્યું, "કહો કહો નિષાદરાજ, રામના ગુણ ગાઓ. મારી રાત સુખેથી જશે. અરે, હજુ રામ કેટલે દૂર હશે?"

પ્રભાત થયું. ગુહે સેનાને માટે બધી સગવડ કરી હતી. ગંગા ઓળંગવાને વહાણો તૈયાર થયાં. સેના વહાણોમાં બેઠી અને સામે કિનારે ઊતરી. હાથીઘોડા પાણીમાં ચાલતા આવ્યા. ભરત અને ગુહ બે ભાઈઓ એકબીજાને ભેટ્યા ને છૂટા પડ્યા.

ગુહે રામ જે રસ્તે ગયા હતા તે રસ્તો બતાવ્યો હતો. એ રસ્તે ચાલતાં ચાલતાં ભરદ્વાજ મુનિનો આશ્રમ આવ્યો. સેનાને તપોવનની હદ બહાર રાખી ભરત ભરદ્વાજને મળ્યો. ભરદ્વાજે આખી સેનાને એક રાત રોકી અને રૂડી રીતે તેની પરોણાગત કરી. રાજમહેલમાં પણ દુર્લભ એવી સુખસામગ્રી અતિથિને આપે છે છતાં ઋષિ પોતે જંગલનાં કંદમૂળ ખાઈને કેમ રહેતા હશે, એ વિષે સૈન્યમાંના ઘણાને આશ્ચર્ય પણ થયું. રામ ચિત્રકૂટમાં જઈ

વસ્યા છે એ ખબર ભરદ્વાજે આપી. સવારે સેનાએ ચિત્રકૂટ તરફ કૂચ કરી.

વૃક્ષોથી ઢંકાઈ ગયેલાં ચિત્રકૂટનાં મનોહર શિખર દૂરથી દેખાવા લાગ્યાં. એક પહોર દિવસ ચઢેલો હતો એટલે સૂર્યનો પ્રકાશ પડવાથી ઝાડોમાંથી તેજ ઝરતું હતું અને તેથી એમની સામે આંખ ઠારીને જોઈ શકાતું નહોતું. ચિત્રકૂટ પાસે આવ્યો જોઈ સેનાનો ઉત્સાહ વધ્યો અને વેગ પણ બમણો થયો. પર્વતની તળેટી આવી ત્યાં સેનાને થોભવાનો હુકમ થયો. લાવલસ્કરને લઈ પર્વત પર ચડાય નહિ, અને બહુ માણસો જવાથી તપસ્વીઓનાં તપમાં ખલેલ પહોંચે એ વિચારથી સેનાને તળેટીમાં રાખી ભરત, શત્રુઘ્ન અને સુમન્ત્ર ત્રણ જ જણ પર્વત પર ચાલ્યા.

| | |
|---|---|
| ગુપ્તચર — જાસૂસ | જળશાયી કરવું — ડુબાવી દેવું |
| નિર્ધાર — નિશ્ચય | દોઘલો — કઠણ |

# ૩૧

# ભરતભેટ

તળેટીમાં છાવણી નાંખી પડેલી સેનામાંના હાથીઘોડાને જોઈને તેમ જ હથિયારોના ખડખડાટ અને માણસોના શોરબકોરથી ભયભીત થઈને તે ભાગનાં હરણ વગેરે પ્રાણીઓ પર્વત પર નાસવા લાગ્યાં. રામ, સીતા અને લક્ષ્મણ આ વખતે પર્ણકુટીના આંગણામાં લક્ષ્મણે આણેલાં ફળ ખાવા બેઠાં હતાં. હરણોને નાસતાં જોઈ રામે લક્ષ્મણને કહ્યું,

"કોઈ દિવસ નહિ ને આજે આ હરણ આમ કેમ દોડે છે? જો, એમની આંખમાં ભયનું ચિહ્ન જણાય છે અને વારેવારે એ પાછળ નજર નાંખ્યા કરે છે. જો તો ખરો પાછળથી કોણ આવે છે? આ તપોવનની શાંતિનો ભંગ કરી પાપમાં પડવાનું કયા હતભાગી શિકારીને સૂઝયું હશે?" પોતાનાં વહાલાં મૃગલાંને પ્રાણ બચાવવા ફાળ ભરીને દોડતાં જોઈ સીતાનું મન પણ ઘણું દુભાયું.

લક્ષ્મણે ઝાડ પર ચડી દૂર નીચે સુધી નજર નાંખી અને બોલ્યો: "આ તો કોઈ રાજાનું મોટું લશ્કર આવીને તળેટીમાં પડયું છે. પણ અરે, આ તો રઘુકુળનો કોવિદાર ધ્વજ ફરકતો જણાય છે. પેલો, મહારાજ દશરથ સવારી કરતા તે વૃદ્ધ શત્રુંજય હાથી ડોલે. આ તેના સાદ સંભળાય. આ તે ભરત સેના લઈને અહીંયાં આવ્યો છે કે શું? જોયો એ દુષ્ટ? આપણને અયોધ્યામાંથી કાઢી વનમાં મોકલ્યા. એથીયે સંતોષ ન પામતાં અહીં વનમાં પણ આપણી કેડે પડી આપણો કાંટો કાઢી નાંખવા ઇચ્છે છે! આવવા દો, એને ચખાડી દઉં આજે મારા બાહુબળનો સ્વાદ અને ચિત્રકૂટમાં જ ભોંયભેગો કરી નાંખું. આર્ય, તમે પણ ધનુષબાણ તૈયાર કરીને ઊભા રહો. એ દુષ્ટ કયે વખતે અને કઈ રીતે આવશે એનો ભરોસો નહિ. આપણે હવે આઠે પહોર ચેતતા રહેવું પડશે."

રામે કહ્યું: "લક્ષ્મણ, ઉતાવળો મા થા. ભરતનો સ્વભાવ હું સારી પેઠે જાણું છું. એ તું માને છે એવો લોભી અને ક્રૂર નથી. એ તો ધર્મને અનુસરનારો અને ધર્મને માટે પ્રાણ આપનારો પુરુષ છે. એ કંઈ આપણને

મારવા નહિ આવતો હોય. આપણને મળી રાજ્યની કંઈ ગૂંચ ઉકેલવાની ઇચ્છાથી એ આવ્યો હશે. ભલું હશે તો એણે અધર્મથી મળતું રાજ્યાસન સ્વીકારવાની જ ના પાડી હશે અને મા સાથે લઈને અહીંયાં આવતો હશે. ભરતને તું કે હું મારીએ અને એ લોહિયાળા હાથે હું અયોધ્યા પર રાજ્ય કરી રઘુકુળને કલંક લગાડું એમ તું માને છે? હું રાજ્ય કરીશ તો તે ભાઈઓને અળગા કરીને કે તેમને દાસ રાખીને નહિ કરું. મારા રાજ્યમાં મારા જેટલો જ અધિકાર મારા ભાઈઓને રહેશે. ભરતના મરણનો વિચાર જ મને કંપાવી મૂકે છે. તું જરા ધીરજ રાખ. એને અહીં આવવા તો દે. ઉતાવળું અવિચારી સાહસ શા કામનું? अविवेकः परमापदां पदम् એ તો તું સારી રીતે જાણે છે."

લક્ષ્મણ પોતાના ઉતાવળાપણા માટે જરા લજવાયો. એટલામાં ભરત, શત્રુઘ્ન અને સુમંત્ર આશ્રમની ખોળમાં નીકળેલા તે ઝાડે બાંધી રાખેલા દર્ભના બંધનું એંધાણ જોતા જોતા આવતા હતા. તે ધુમાડો જોઈને તે તરફ વળ્યા અને રામની પર્ણકુટી આગળ આવી પહોંચ્યા.

રામે મૃગચર્મ અને વલ્કલ ઓઢેલાં હતાં, જટા બાંધેલી હતી. છતાં ભરતે દૂરથી જ રામને ઓળખ્યા. એકદમ તે દોડ્યો અને રામના પગમાં માથું મૂક્યું. આંખના આંસુથી રામના ચરણ ધોયા. કહેવા લાગ્યો, "અરે જેની આસપાસ અમાત્યો બેસવા જોઈએ તેની આસપાસ આજે મૃગલાં વીંટળાય છે! ચંદનલેપને યોગ્ય એવા શરીર પર આ જટાભાર શો? એ બધું દુઃખ તમને મારે લીધે પડ્યું! ધિક્કાર છે મને અધમને!" આટલું બોલતાં એનો કંઠ આંસુથી

રૂંધાઈ ગયો. 'આર્ય,' એટલું જ વચન મોંમાંથી નીકળી શક્યું.

રામે ભરતને ઉઠાડ્યો ને એને બાથમાં લીધો. "ભરત આ શું! તારે માથે આ જટા શાની? તું કેટલો સુકાઈ ગયો છે! ઓળખાતો પણ નથી! આટલો શોક શા માટે કરે છે? અયોધ્યામાં પિતા, માતા, પ્રજા સૌ કુશળ તો છે ને? રાજ્ય તો ઠીક ચાલે છે ને?"

ભરતે કહ્યું, "કહેતાં મારી જીભ નથી ઊપડતી. તમારા ગયા પછી વિયોગદુઃખે વિલાપ કરતાં કરતાં પિતાશ્રીએ દેહ છોડ્યો. અરે, હું આખા કુળને નડ્યો. એ પાતકનું શું પ્રાયશ્ચિત્ત કરું?"

રામે ભરતને પંપાળ્યો. લક્ષ્મણે ભરતને પ્રણામ કર્યા. સૌ મળીને શોક કરતાં કરતાં મંદાકિનીમાં સ્નાન કરવા ગયાં. રામે નદીમાં પિતાનું તર્પણ કર્યું અને પાછા પર્ણકુટીમાં આવ્યા.

વનવાસીને યોગ્ય એવો ફળાહાર થયા પછી ભરતે વાત ઉપાડી ને કૈકેયીના કૃત્ય માટે રામની ક્ષમા માગી. રાજ્યગાદી ન લેવાની પોતાની દૃઢ પ્રતિજ્ઞા કહી બતાવી અને છેવટે કહ્યું: "આર્ય, તમે મારી સાથે ચાલો અને રાજ્યાસન પર બેસો. અયોધ્યાની પ્રજા તમારા વિયોગથી ઝૂરે છે; કૌસલ્યા અને સુમિત્રા માતા તમારા વિયોગે જળ વિના માછલું તરફડે એમ તરફડે છે. મંત્રીઓ મોટી મૂંઝવણમાં પડ્યા છે. એ બધાંની સામે જોઈ તમે પાછા ચાલો. કોસલ દેશની ગાદી તમારી જ છે. મારે એ ગાદી શિવનિર્માલ્ય બરાબર છે."

રામે જવાબ આપ્યો: "ભરત, મારી પાસે એક જ વ
છે, અને તે પિતાજીની આજ્ઞા. મેરુ ચળે, અગ્નિ ઉષ્ણ
છોડે કે પૂર્વનો સૂર્ય પશ્ચિમમાં ઊગે છતાં હું પિતા
આજ્ઞાના પાલનમાંથી ચળવાનો નથી. રામ એકવચની
તે તો તું જાણે છે. હવે તો ચૌદ વરસ વનવાસ ભોગ
વિના મારાથી અયોધ્યામાં પ્રવેશ થઈ જ ન શકે. પિતા
આજ્ઞા પાળવી એ તારો પણ ધર્મ છે. પિતાએ તને ગા
સોંપી છે. પછી તું શાને એ છોડીને નીકળ્યો છે? તું રા
નહિ કરે તો કોસલમાં અરાજકતા અને અંધાધૂંધી ફેલા
એનું પાપ કોને લાગશે તેનો વિચાર કરી જો, અને અયો
પાછો જઈ ગાદી પર બેસ. પ્રજાને, માતાજીને, સવ
સમજાવજે કે સત્ય એ જ ધર્મ છે. આખું વિશ્વ એ સત
આધારે નભે છે. સત્યને સારુ મરી ફીટવું પણ સત્ય
છોડવું એ માણસનો પરમ ધર્મ છે અને એમાં જ શ્રેય
સિદ્ધિ છે. માટે તમે મારે માટેના મિથ્યા મોહ છો
તમારાં કર્તવ્ય હોય તે કર્યાં જજો."

ભરતનો નિશ્ચય પણ અડગ હતો. તેણે રામની સ
ઘણી જીદ કરી કહ્યું, "વસિષ્ઠ આપણા ગુરુ છે.
પિતાજીના પણ ગુરુ હતા. તેમની આજ્ઞા પાળવી જોઈ
તેમણે તમને અયોધ્યા આવવાની આજ્ઞા કરી છે. એને
તમે માથે ચડાવશો જ ને?"

ભરતના બોલ બધા પાણીમાં ગયા. પવનના અ
ભારે સપાટા આગળ જેમ પર્વત અચળ રહે તેમ ર
અચળ રહ્યા. કમળપત્ર પર ગમે તેટલું પાણી પડે છતાં જે
કમળપત્ર અલિપ્ત જ રહે તેમ ભરતનાં આજીજીનાં વચ

રામના હૃદયમાં અટક્યા વિના એક કાને પેસીને બીજે કાનેથી નીકળી ગયાં. તપોવનના ઋષિઓ રામને મળવા આવ્યા હતા તે બંને ભાઈઓનો એકબીજા પરનો પ્રેમ, બન્નેની સત્યપ્રિયતા અને અચળ દૃઢતા જોઈને દંગ થઈ ગયા. ભરતે જોયું કે રામ કોઈ પણ રીતે વાળ્યા વળતા નથી ત્યારે તેણે નિરાશ થઈને કહ્યું: "ત્યારે હવે જ્યાં સુધી રામ અયોધ્યા આવવાની હા ન પાડે ત્યાં સુધી હું આ પર્ણકુટીમાં દર્ભાસન પર અન્નજળ કંઈ લીધા વિના બેઠો રહીશ અને દેહ પાડીશ."

ભરતની આ પ્રતિજ્ઞા સાંભળી રામને દુઃખ થયું. તેમણે કહ્યું: "ભરત, આમ બળાત્કાર કરીને મને સત્યને રસ્તેથી ચળાવવા માગે છે શું? તને ધર્માત્માને એ શોભે પણ ખરું? ઊઠ, બેઠો થઈ જા અને આગ્રહ છોડી દે." ભરતે ઋષિઓ તરફ જોઈ કહ્યું: "તમે રામને કેમ કંઈ કહેતા નથી?" ઋષિઓએ જવાબ દીધો: "રામ સત્યનું પાલન કરે છે એમાં અમે એમને શું કહીએ? તમે જ પાછા જઈને પિતાની આજ્ઞા પ્રમાણે રાજ્ય કરો અને પિતાનું ઋણ ફેડો તો શું ખોટું?"

ઋષિનાં વચનો કંઈક ભરતને ગળે ઊતર્યાં. આખરે ઊંડો નિસાસો નાંખીને તેણે કહ્યું, "છતાં પણ હું અયોધ્યામાં તો નથી જ રહેવાનો કે ગાદીએ પણ નથી બેસવાનો. આર્ય, તમારી પાદુકા મને આપો. હું નગર બહાર રહીશ. એ પાદુકા જ રાજ્યાસન પર બિરાજશે અને એની આણ વર્તશે. તમે વનમાંથી આવશો ત્યારે તમારી સાથે જ હું અયોધ્યામાં પગ મૂકીશ. બરાબર ચૌદ વરસ હું તમારી રાહ

જોઈશ. ચૌદ વરસ પર એક દહાડો પણ વધારે થયો તો હું ચિતા ખડકીને બળી મૂઓ જાણજે."

ભરતે રામ પાસેથી પાદુકા લઈ માથે મૂકી અને પર્વત ઊતરવા લાગ્યો. ભરતે લક્ષ્મણને અયોધ્યા આવવા ઘણો આગ્રહ કર્યો છતાં લક્ષ્મણે તો રામની સાથે રહી તેમની સેવા કરવાની જ ઇચ્છા બતાવી. રામ અને લક્ષ્મણ બંને સેનાની છાવણી સુધી ગયા. સેનાને જોઈ અને સૈનિકોને મળ્યા. છેવટે વિદાય લેવાનો વખત આવ્યો. ચારે ભાઈઓની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. રામે ભરત અને સુમંત્રને સૌ માતાઓની ભાળ રાખવાનું અને પ્રજાનું મન સાચવવાનું યાદ દેવડાવ્યું. ભરતે રામને પ્રણામ કર્યા, લક્ષ્મણને આશીર્વાદ દીધો અને ભાઈઓ છૂટા પડ્યા.

રામની પાદુકા શત્રુંજય હાથી પર અંબાડીમાં મૂકવામાં આવી હતી. સૈન્ય આવ્યું તે જ રસ્તે પાછું ફર્યું અને થોડે દિવસે અયોધ્યા આવી પહોંચ્યું. સેનાને અયોધ્યા મોકલી ભરત નંદીગ્રામમાં જ રહ્યો. રામની પાદુકાનો નંદીગ્રામમાં અભિષેક થયો ત્યાર પછી પ્રધાનો કોસલનું રાજ્ય ચલાવવા લાગ્યા. દરેક અગત્યની બાબતમાં તેઓ ભરતની સલાહ લેતા. ભરત પહેલાં પોતાનો વિચાર પાદુકા આગળ જણાવતો અને પછી તે પ્રમાણે હુકમ આપતો.

ભરતના ગયા પછી રામને ચિત્રકૂટમાં રહેવાનો કંટાળો આવવા લાગ્યો. વારંવાર ભરત સાંભરી આવવાથી તેમને સંતાપ થતો. પાસેના આશ્રમના કુલપતિ વિદ્યાર્થીઓને લઈને ચિત્રકૂટ છોડી બીજે જતા હતા, એટલે રામે પણ

મુકામ ઉપાડયો અને ઋષિઓના સંગાથમાં દંડકારણ્ય જઈ પહોંચ્યા.

અરાજકતા—રાજા વિનાની સ્થિતિ
અલિપ્ત—નિરાળું
પાદુકા—પાવડી
શિવનિર્માલ્ય—નિર્માલ્ય એટલે એકવાર સ્વીકાર કરી ફેંકી દીધેલી વસ્તુ. પૂજામાં ચડાવેલાં ફૂલ બીજે દિવસે નિર્માલ્ય ગણાય છે. એમ મનાય છે કે શિવ સિવાયના બધા દેવોનું નિર્માલ્ય ભક્તો પ્રસાદ તરીકે ગ્રહણ કરી શકે છે. એ ઉપરથી શિવનિર્માલ્ય એટલે આપણાથી અડાય નહિ એવી વસ્તુ.

## ૩૨

# દંડકારણ્ય

વિન્ધ્ય પર્વત અને કૃષ્ણા નદી વચ્ચેના વિશાળ પ્રદેશનું નામ દંડકારણ્ય હતું. દંડકારણ્ય એટલે કુદરતી શોભાનો ખજાનો એમ મનાતું, અને ખરેખર હતું પણ તેમ જ. માણસ એક વાર માંહી પેઠો હોય તો ક્યાં ગયો એનો પત્તો જ ન લાગે એવાં વાઘ, વરુ, રીંછ વગેરે વિકરાળ પશુઓથી ભરેલાં ઘાડાં જંગજાળવાળાં વન, અને લીલોતરી-વાળાં ગાઉના ગાઉ સુધી પથરાઈ રહેલાં વિશાળ મેદાન, ઊંચી ટેકરીઓ અને ઊંડી ખીણો, પ્રચંડ ઘુઘવાટ કરતી નદીઓ અને ખળખળ વહેતાં નાનકડાં ઝરણાં, વેરાન પ્રદેશ અને ધાનથી ઊભરાતાં ખેતરો વગેરે ભાતભાતનાં દૃશ્યોથી

જોનારના મન પર સૃષ્ટિની વિશાળતા અને વિવિધતાની ઊંડી છાપ પડતી અને એ સૃષ્ટિના કર્તાની શક્તિ માટે ભક્તિભાવ ઊપજતો. રસિક અને નિર્મળ મનવાળા મનુષ્યોનું હૃદય એ દશ્યો જોઈને કુદરત સાથે એકતાન થતું અને પોતાના અને સૃષ્ટિના આત્મા વચ્ચે એકતાનો અનુભવ કરતું.

તપ અને ધ્યાનને માટે દંડકારણ્યમાં પૂરી અનુકૂળતા હતી, અને તેથી જ એ તપસ્વીઓનું સ્થાન બની ગયું હતું. તેમાં ઠેકઠેકાણે ઋષિમુનિઓના આશ્રમનાં જૂથનાં જૂથ વસ્યાં હતાં. એ આશ્રમોમાં મોટાંમોટાં વિદ્યાપીઠો ચાલતાં અને અહોરાત્ર સરસ્વતીની ઉપાસના થતી. સરસ્વતીના અનન્ય અને નૈષ્ઠિક ઉપાસક ઋષિમુનિઓ એ વિદ્યાપીઠોના કુલપતિ થતા, અને એમના હાથ નીચે સેંકડો અધ્યાપકો વિદ્યાર્થીઓને વિદ્યા ભણાવતા. તે કાળમાં દંડકારણ્યનાં વિદ્યાપીઠોની પ્રતિષ્ઠા ભારે હતી અને દેશદેશાન્તરમાં તેમની કીર્તિ પ્રસરેલી હતી. દેશદેશથી દ્વિજ ગણાતી ત્રણ વર્ણોના વિદ્યાર્થીઓ હજારોની સંખ્યામાં આવી એ વિદ્યાપીઠોમાં જોડાતા અને અભ્યાસ કરતા. એકએક કુલપતિના હાથમાં દશ હજાર વિદ્યાર્થીઓ રહેતા અને બધાને અન્નવસ્ત્ર કુલપતિ જ પૂરાં પાડતા. કેળવણીનું ખર્ચ મોટેભાગે રાજાઓ તરફથી પૂરું પડતું. વિદ્યાપીઠોમાં વિદ્યાઓનું પઠનપાઠન થતું. વિદ્યાર્થીઓ ભણીગણી ગુરુદક્ષિણા આપી ગુરુનો આશીર્વાદ લઈ સ્નાતક બની ઘેર જતા.

તે કાળે વિદ્યાનું મહત્ત્વ એટલું બધું ગણાતું કે વિદ્યા મેળવવી એ દરેક દ્વિજનું કર્તવ્ય ગણાતું. ઉપવીતસંસ્કાર કરી અધ્યયન ન કરનાર ‘વ્રાત્ય’ કહેવાતા અને અપવિત્ર

ગણાતા. ગમે તેવા સંકટમાં પણ કોઈ એમને વિદ્યા ભણાવવા અથવા એમની સાથે લગ્નસંબંધ બાંધવા તૈયાર થતું નહિ. ભણવાને માટે કોઈ જાતની ફી નહોતી કે બારેબારે ચોપડીઓ ખરીદવી પડતી નહોતી. સર્વ પ્રકારનું જ્ઞાન ગુરુને મુખેથી જ મળતું. એટલે ગરીબમાં ગરીબ માણસ પણ સહેલાઈથી જે શાસ્ત્ર ભણવું હોય તે શાસ્ત્ર કે વિદ્યામાં પારંગત થઈ શકતો. વિદ્યાપીઠો હંમેશાં ભરેલાં રહેતાં, તેનું આ મફત અને લગભગ ફરજિયાત કેળવણી એ પણ એક મુખ્ય કારણ હતું.

એક બાજુ સરસ્વતીની આરાધના ચાલતી ત્યાં બીજી બાજુ તપસ્વીઓની તપશ્ચર્યા પણ કોઈ જાતની દખલ વિના નિર્જન અરણ્યના એકાંત અને શાંતિવાળા ભાગોમાં અહોરાત્ર અખંડ ચાલ્યાં કરતી હતી. ઋષિઓ જાતજાતનાં વ્રત આદરી એકાગ્ર ચિત્તથી ધ્યાન ધરી મોક્ષના ઉપાય સાધી રહ્યા હતા. કેટલાકને સૂર્યચંદ્રનાં કિરણ એ જ એક આહાર હતો. કેટલાકને કાચું પથ્થરથી પીસેલું અનાજ જ ખાવાની પ્રતિજ્ઞા હતી. કેટલાક પાંદડાં ખાઈને જ જીવતા તો કોક વળી ખાંડ્યા વિનાનું ફોતરાંવાળું જ અનાજ ખાતા. કેટલાકે ગળા સુધી પાણીમાં ઊભા રહી કદી પણ બહાર ન નીકળવાનો નિયમ કર્યો હતો. કેટલાક શરીરની પથારી કરીને જ સૂઈ રહેતા, તો કેટલાકને ઊભે ઊભે જ ઊંઘ લેવાનું વ્રત હતું. કોઈ વળી રાતદિન એક પગે જ ઊભા રહેતા. કેટલાક કેવળ પાણીનો જ આહાર કરતા, તો કેટલાક કેવળ વાયુભક્ષણ કરીને જ રહેતા. કેટલાક હમેશાં ખુલ્લી જગામાં ઊભા રહેતા. તો કેટલાક દર્ભ પાથરીને તેના પર શયન કરતા. કેટલાક

પર્વત પર રહેતા અને કદી નીચે ઊતરતા નહિ. કેટલાકને વળી હમેશાં ભીનાં વસ્ત્ર પહેરી રાખવાનો નિશ્ચય હતો. કેટલાક ચોપાસ તાપણાં સળગાવી એની વચ્ચે બેસી પંચાગ્નિસેવન કરતા હતા. આમ નાના પ્રકારનાં શરીરકષ્ટ કરીને એ બધા તપસ્વીઓ જપ કર્યા કરતા અને સમાધિની ધૂન લગાવી રહ્યા હતા.

એમની દિવ્ય શાંતિમાં ખલેલ પડાવનાર માત્ર એક વસ્તુ હતી. દંડકારણ્યમાં રાક્ષસોનો પણ વાસ હતો. એ રાક્ષસો ઋષિઓ પર વારંવાર ધાડ પાડતા, એમના યજ્ઞમાં ભંગાણ પડાવતા અને કેટલીક વાર તેમને મારી પણ નાંખતા. કેટલાયે તપસ્વીઓ આમ રાક્ષસોનો ભોગ થઈ પડ્યા હતા. રાક્ષસોના જુલમનો ઉપાય કરવાની એમનામાં શક્તિ ન હતી એમ નહિ. ત્રિભુવનને પણ પલકમાં બાળીને ભસ્મ કરે એવું એ તપસ્વીઓમાં તેજ હતું. પણ એ તેજ ગૂઢ હતું અને એનો તેઓ ઉપયોગ કરતા નહિ. ઘણાં વિઘ્ન વેઠીને અને અગણિત લાલચોને હઠાવીને કણકણ કરીને સંચિત કરેલા તપને શાપ આપીને ક્ષણવારમાં બાળી નાખવું એ તેમને ન ગમતું. તેમને મન નાશવંત દેહ કરતાં તપની કિંમત વધારે હતી. તેથી તેઓ મૂંગે મોઢે રાક્ષસોના ત્રાસ સહન કરી ક્રોધને દબાવી રહ્યા હતા. ક્રોધનો સહેજ પણ વિજય થાય તો તપ ક્ષીણ થઈ જાય. તેથી તેઓ સંભાળી સંભાળીને ચાલતા હતા.

તેમણે જ્યારે સાંભળ્યું કે બે ધીર વીર ક્ષત્રિયકુમારો દંડકારણ્યમાં આવ્યા છે અને તેમણે અત્યાર સુધીમાં ઘણા રાક્ષસોને માર્યા છે, ત્યારે તેમનાં મન પ્રફુલ્લિત થયાં. આ

ક્ષત્રિય કુમારો દંડકારણ્યમાંથી રાક્ષસની જડ કાઢશે કે ઓછામાં ઓછું તેમને ત્યાંથી ભગાડી તો મૂકશે એ આશાથી તપોવનવાસીઓને આનંદ થયો. જે ઋષિમુનિઓ ત્રિકાળજ્ઞાની હતા તેમને તો વિષ્ણુ ભગવાને દુષ્ટ રાક્ષસોનો સંહાર કરવાને અવની પર અવતાર લીધો છે એ વાતની ખબર હતી. ઋષિઓનું એક પ્રતિનિધિમંડળ રામ પાસે ગયું અને તેમને દંડકારણ્યમાં રહી રાક્ષસોનો ભય ફેડવાને વિનંતી કરી.

રામ તો દંડકારણ્યમાં રહેવા જ આવેલા, એટલે સાથે સાથે ઋષિઓની કંઈ સેવા પણ થઈ શકશે એ વિચારથી તેમણે તરત જ એ કામ માથે લીધું. ઋષિઓ રામને આશ્રમમાં લઈ ગયા અને ત્યાં આશ્રમને છાજે એવી રીતે તેમનું આતિથ્ય કર્યું. સીતા અને લક્ષ્મણ સાથે રામ એક પછી એક કરીને બધા આશ્રમો જોઈ આવ્યા. કોઈ ઠેકાણે ચાર માસ, કોઈ ઠેકાણે આઠ માસ, વળી કોઈ જગાએ દસ માસ એમ કરીને દંડકારણ્યના આશ્રમોમાં ફરતાંફરતાં જ રામે દસ વરસ કાઢી નાખ્યાં. એટલા વખત દરમ્યાન રામલક્ષ્મણને હાથે કેટલાક રાક્ષસોનાં મરણ પણ નીપજ્યાં. તેમના હાથનો ઝપાટો જોઈને રાક્ષસો દંડકારણ્યના એ ભાગને છોડી ગયા અને ઋષિઓ નિર્ભય થઈ રામલક્ષ્મણને આશિષ દેવા લાગ્યા.

દૃશ્ય–દેખાવ
અનન્ય–એકનિષ્ઠ
દ્વિજ–બે વાર જન્મેલો;
 બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય.

એકતાન–તલ્લીન
નૈષ્ઠિક–શ્રદ્ધાવાન
અહોરાત્ર–રાતદિવસ
અવની–પૃથ્વી

# મહર્ષિ અગસ્ત્ય

અહીંયાં ઋષિઓ પાસેથી રામે સાંભળ્યું કે મહામુનિ
અગસ્ત્ય દંડકારણ્યના જ એક બીજા ભાગમાં રહે છે
અગસ્ત્ય તે કાળના ભારતવર્ષના વિખ્યાત પુરુષોમાં ઊંચુ
સ્થાન ધરાવતા હતા. રામલક્ષ્મણે વિશ્વામિત્રને મોં
અગસ્ત્યનાં બહુ વખાણ સાંભળ્યાં હતાં. એક વાર અગસ્ત્
મુનિ સમુદ્રનું આચમન કરી ગયા હતા. વિન્ધ્ય પર્વતે પોતાન
શિખર છેક આકાશને અડાડી દીધાં હતાં અને ઉત્તરદક્ષિણ
વચ્ચે આડ કરી લોકોની આવજા બંધ કરી દીધી હતી
પછી અગસ્ત્ય વિન્ધ્ય પાસે ગયા ત્યારે વિન્ધ્ય નમ્યો અને
અગસ્ત્યને માર્ગ આપ્યો. અગસ્ત્ય પાછા આવવાનો વાયદે
કરીને દક્ષિણમાં ગયા તે ત્યાં જ રહ્યા અને લોકોનો માર
મોકળો થયો.* ઇલ્વલ અને વાતાપિ નામના બે અધમ
રાક્ષસ ભાઈઓ કૂડકપટથી બ્રાહ્મણોને રંજાડતા હતા. ઇલ્વલ
બ્રાહ્મણોનો વેશ લેતો અને બ્રાહ્મણોને શ્રાદ્ધનું નિમિત્ત કાઢી

* આજે પણ અગસ્ત્યનો તારો દક્ષિણમાં જ દેખાય છે.

જમવા નોતરતો. એને સંસ્કૃત ભાષા બોલતો સાંભળીને ભોળા બ્રાહ્મણો એને બ્રાહ્મણ જ માનતા અને જમવા જતા. વાતાપિ બકરાનું રૂપ લેતો અને એનું માંસ બ્રાહ્મણોને પીરસાતું. બ્રાહ્મણો જમી રહે એટલે ઇલ્વલ બૂમ મારતો કે "વાતાપિ બહાર નીકળ." એટલે વાતાપિ બ્રાહ્મણોનાં પેટ ફાડીને બહાર નીકળતો. આ કપટી રાક્ષસોએ આ જ રીતે હજારો બ્રાહ્મણોના જીવ લીધા હતા. એક દિવસ અગસ્ત્યને નોતરું આવ્યું. અગસ્ત્ય જમી રહ્યા પછી ઇલ્વલે રોજની પેઠે બૂમ પાડી. અગસ્ત્ય બોલ્યા: "વાતાપિ તો મારા પેટમાં ક્યારનોયે હજમ થઈ ગયો છે." ઇલ્વલનો મિજાજ હાથથી ગયો. તે ઋષિ પર હુમલો કરતો હતો ત્યાં જ ઋષિએ કતરાતી આંખે એના તરફ જોયું. આંખમાંથી અગ્નિ ભભૂક્યો અને બાપડો ઇલ્વલ ઋષિની સમક્ષ બળીને ભસ્મ થયો.

આ બધી વાતો રામલક્ષ્મણે વિશ્વામિત્ર પાસેથી સાંભળી હતી તે જ દિવસથી અગસ્ત્યનાં દર્શન કરવાની એમની ઉત્કંઠા હતી. અગસ્ત્ય પાસે જ રહે છે એમ જાણ્યું ત્યારે તેમણે ત્યાં જવાનો નિશ્ચય કર્યો અને બીજે દિવસે નીકળી ઋષિઓએ આપેલી એંધાણીએ ચાલ્યા.

રંજાડવું—પીડવું નિમિત્ત—બહાનું

# સંસ્કૃતિનું મંદિર

વનની શોભા નિહાળતાંનિહાળતાં ત્રણે જણ ચાલ્યાં જાય છે. ચાર દિવસની મુસાફરી પછી પીપળાનાં ઝાડનાં ઝુંડનાં ઝુંડ દૂરથી દેખાવા લાગ્યાં. અગસ્ત્યના આશ્રમની એ નિશાની ઋષિઓએ આપેલી તેથી તેઓ તે તરફ વળ્યાં. ઝાડે દર્ભ બાંધી આશ્રમમાં પેસવાના રસ્તાનું એંધાણ કરી રાખેલું તે તેમણે શોધી કાઢ્યું અને દર્ભબંધની નિશાનીએ નિશાનીએ ચાલ્યાં. પીપળાનાં ઝુંડ વટાવી ગયાં ત્યાં વડ, ખાખરા, આંબા, ફણસ, બીલી વગેરે જાતજાતનાં હજારો ઝાડોથી ભરેલું વન આવ્યું. ઝાડ બધાં ફળફૂલથી લચી જતાં હતાં અને પવનના વાવાથી વનમાંથી જે સુગંધ છૂટતી હતી તેથી આખું વન મઘમઘી રહેતું. તે જંગલમાં ઠેકાણેઠેકાણે નિર્મળ સ્ફટિક જેવાં પાણીથી ભરેલાં નાનાંમોટાં અનેક તળાવ હતાં. તળાવમાં કમળની વચ્ચે ફરતાં હંસ, કારંડવ વગેરે પક્ષીઓથી તળાવની શોભા અલૌકિક બની રહેતી હતી. તળાવમાં ભેંસો નાહવા પડેલી તેથી તળાવ વચ્ચે

નાના કાળા બેટ ન બન્યા હોય એવો ભાસ થતો હતો. ઝાડ પરનાં કોયલ, કૌઆ, મોર, બપૈયા વગેરે પક્ષીઓ જાતજાતના મધુર સ્વર કાઢી વનને ગજાવી રહ્યાં હતાં. ઝાડ પર વાંદરાની વસ્તી પણ સારી પેઠે હતી. તેઓ એક ઝાડથી બીજે ઝાડે કૂદાકૂદ કરી મૂકીને અને વારેવારે પક્ષીઓના કિલકિલાટથી ખુશખુશ થઈને જાતજાતના ચાળા કરીને જોનારને પેટ ભરીને હસાવતા હતા. હરણાં પણ તલભાર ડર રાખ્યા વિના મોંમાં ઘાસના કોળિયા ઘાલી આમથી તેમ દોડતાં હતાં. રામલક્ષ્મણે ધનુષબાણ સજેલાં હતાં છતાં મૃગલાં એમને પડખે થઈને, કેટલીક વાર તો એમને ઘસાઈને પણ જતાં. ઠામઠામ લાકડાના ઢગલા પડી રહ્યા હતા અને ગાયોનાં ટોળાં ચરતાં હતાં. વાછરડાંને બોલાવવા ગાયો જ્યારે ભાંભાં કરીને ભાંભરતી ત્યારે તેનો પડછંદો આખા વનમાં ગાજતો અને સાંભળનારના કાન સાથે અથડાઈ અદ્ભુત આનંદ ઉપજાવતો.

શહેરમાં વસનારને સ્વપ્ને પણ દુર્લભ એવી આ તપોવનની શોભા અને કુદરતની સુંદરતા જોતાંજોતાં ત્રણે જણ આગળ ચાલ્યાં ત્યાં ઋષિકુમારનું ટોળું સામું મળ્યું. સર્વનાં મુખ બ્રહ્મચર્ય અને તપશ્ચર્યાના તેજથી ઝળકાટ મારી રહ્યાં હતાં અને એમાંથી ઝરતું તેજ કોઈ પણ જોનારને આંજી નાંખવાને સમર્થ હતું. સૌનો વેષ એકસરખો હતો. માથા પરની જટા ઉપર સૂર્યનાં કિરણ પડવાથી તે ચળકાટ મારતી હતી. સૌનાં કપાળમાં ભસ્મનાં ત્રિપુંડ હતાં અને ગળે રુદ્રાક્ષની માળા હતી. સૌએ શરીરે કાળાં મૃગચર્મ ઓઢી લીધાં હતાં અને ડાબા હાથમાં કમંડલો રાખ્યાં હતાં. જમણે

હાથે ખાખરાના દંડ ખભા પર ટેકવી રાખ્યા હતા. સૌની કેડે મુંજની મેખલા હતી. એ સર્વની પાછળ બેત્રણ મૃગલાં પણ ધીમે પગલે ચાલ્યાં આવતાં હતાં.

આ બધા અગસ્ત્યના શિષ્યો હતા. તેઓ સવારનું નિત્યકર્મ કરી પરવારી વનમાં જુદાજુદા કામ માટે નીકળી પડ્યા હતા. કોઈને ગાયો ચારવાનું, કોઈને લાકડાં લાવવાનું, કોઈને સમિધો ભેગી કરવાનું, કોઈને ફળ આણવાનું, તો કોઈને ઇંગુદીફળ લાવવાનું કામ સોંપવામાં આવેલું હતું. સૌ હરખભેર પોતાના કામ પર ચાલ્યા જતા હતા. અગસ્ત્યનો પુત્ર દૃઢદસ્યુ એ સર્વનો સરદાર હતો અને સૌથી મોખરે ચાલતો હતો. રામ, લક્ષ્મણ અને સીતાએ ઋષિકુમારોને વંદન કર્યું. ઋષિકુમારોએ સામો આશીર્વાદ આપ્યો. સામસામાં કુશળ પુછાયાં. રામને અગસ્ત્ય પાસે લઈ જવાને દૃઢદસ્યુએ એક સહાધ્યાયીને મોકલી આપ્યો અને બીજું મંડળ ઝપાટાબંધ આગળ વધ્યું. રામ, લક્ષ્મણ અને સીતા ઋષિશિષ્યની પાછળપાછળ ઠેઠ આશ્રમ આગળ આવી પહોંચ્યાં.

આશ્રમનો દેખાવ અલૌકિક હતો. એક વિશાળ ભૂમિમાં ઝાડોની વચ્ચેવચ્ચે કેટલીક પર્ણશાળાઓ બાંધેલી છે. એક ઋષિ માટે, બીજી કેટલીક શિષ્યો માટે અને બાકીની ગાયો માટે છે. ઝૂંપડાંઓની વચ્ચોવચ એક હોમશાળા છે તેમાં અગ્નિ ભડભડ બળી રહ્યો છે. હોમ હમણાં જ પૂરો થયેલો હોવાથી સમિધો અને પુરોડાશ બળે છે તેનો તડતડાટ થયાં કરે છે. પર્ણકુટીઓની આગળ ઋષિ-પત્ની લોપામુદ્રાએ પોતાને હાથે રોપેલા અને વહાલથી

ઉછેરેલા છોડના ક્યારા આવેલા છે. આશ્રમમાં ભણતી ઋષિકન્યાઓ નાનકડા નાજુક ઘડા લઈને બહુ સંભાળથી હોંશભેર એ છોડને પાણી પાય છે. ઠેકાણે ઠેકાણે ઝાડ નીચે શિષ્યોનાં જૂથ જામી ગયેલાં છે અને અધ્યયન ચાલી રહ્યું છે. કોઈ જગાએ યજ્ઞવિદ્યા શિખાય છે. કોઈ જગાએ ધર્મશાસ્ત્રનું અધ્યયન થાય છે. કોઈ જગાએ વેદનું પઠન ચાલી રહ્યું છે. કોઈ જગાએ એક જણ પુસ્તક વાંચે છે અને બીજા એકચિત્તે સાંભળે છે, તો કોઈ જગાએ શાસ્ત્રના અર્થ પર શિષ્યો વચ્ચે ચર્ચા ચાલી રહી છે. જે શિષ્યોને વનમાં જવાનો વારો હશે તે વનમાં ગયા છે. ભણવાના વારાવાળા ભણે છે. બીજું કામ કરવાનો વારો છે તે આશ્રમમાં જ કામ કરે છે. કોઈ નવી પર્ણશાળા બાંધવામાં ગૂંથાયા છે. કોઈ પર્ણકુટીનાં આંગણાં લીંપે છે. તો કોઈ પર્ણકુટી અંદરથી વાળીઝૂડીને સાફ કરે છે. કોઈ મુંજમેખલા તૈયાર કરી રહ્યા છે, કોઈ વલ્કલ ધોવામાં રોકાયા છે, ત્યારે કોઈ મૃગચર્મ સાફ કરે છે. કેટલાક કમળનાળ આણીને એને સૂકવી દીધાં છે, તો કેટલાક રુદ્રાક્ષની માળાઓ બનાવી રહ્યા છે. કેટલાક વળી માથી વિખૂટાં પડેલાં વાછરડાંને ખવડાવી પાણી પાઈ પંપાળવાનો આનંદ લઈ રહ્યા છે. બીજા કેટલાક આ બધાથી દૂર જઈ ધ્યાન લગાવી રહ્યા છે. સૌ પોતપોતાનું કામ એટલી ચૂપકીથી કર્યે જાય છે કે આશ્રમની શાંતિમાં જરાયે ભંગ પડતો નથી. રાજ્યની વ્યવસ્થા કરતાં રાજાને કેટલી મહેનત પડે છે, કેટલાં માણસો રાખવાં પડે છે કેટલા કાયદા ઘડવા પડે છે, અને અહીંયાં કોઈ પણ જાતના કાયદા ઘડ્યા વિના કેટલી શાંતિથી અને વ્યવસ્થિત રીતે આખા આશ્રમનું

કામ ચાલે છે એ જોઈ રામને આશ્ચર્ય થયું અને ઋષિઓને માટે જે માન અને પૂજ્યભાવ તેમના મનમાં હતાં તે બમણાં થયાં.

સાથે આવેલો શિષ્ય તેમને ગુરુદેવની પાસે લઈ ગયો. આશ્રમના એક ખૂણામાં એકાંત સ્થળમાં ઋષિ ચિંતન કરતા બેઠા હતા. રામ, લક્ષ્મણ અને સીતાએ ઋષિને ચરણે માથું મૂકી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. ઋષિએ એમને આશીર્વાદ દીધો. શિષ્ય આસન લઈ આવ્યો તેના પર ત્રણે જણ બેઠાં. પછી અગસ્ત્યે તેમને ખબર પૂછી અને શિષ્યે આણેલાં ફળથી તેમનું સ્વાગત કર્યું. જુદીજુદી બાબત વિષે ઘણી વાર સુધી વાતો થયા પછી અગસ્ત્યે તેમને કહ્યું, "તમે આવવાનાં છો એ હું અગાઉથી જાણતો હતો. હવે તમે અહીંયાં આશ્રમમાં જ રહો અને વનવાસના દિવસ પૂરા કરો."

રામે વિનયથી કહ્યું, "અમે આશ્રમમાં નહિ હોઈએ તોપણ આપને આશ્રયે જ છીએ. અમને આ બધો પ્રદેશ જોવાની ઇચ્છા છે એટલે અમે અહીંયાં પાસે એક ઝૂંપડી બાંધીને રહીશું અને આસપાસ ફરી બધું જોઈશું. આપ અમને એવી કોઈ સરસ જગા બતાવો જ્યાં અમે રહીએ. આપનાં દર્શને તો અમે વારંવાર આવતાં જ રહીશું."

ઋષિએ કહ્યું: "ઠીક, તમારી એમ મરજી હોય તો એમ કરો. અહીંયાંથી બે યોજન (આઠ ગાઉ) પર પંચવટી નામનો પ્રદેશ છે. ત્યાં ફળ, મૂળ, પાણી વગેરે અખૂટ છે. વનની શોભા પણ અપાર છે. વનમાં મૃગ અને બીજાં પશુપક્ષીઓ પણ બહુ મોટી સંખ્યામાં રહે છે. પાસે જ ગોદાવરી વહે છે. એ પ્રદેશ જેવી રળિયામણી જગા

આટલામાં બીજે ક્યાંયે નથી. સીતાને પણ ત્યાં ગમશે. તમે ત્યાં જઈને રહેશો તો સાથેસાથે ઋષિઓનું રાક્ષસોથી રક્ષણ પણ થઈ શકશે." રામે ઋષિની સલાહ પ્રમાણે પંચવટીમાં જઈ રહેવાનો નિશ્ચય કર્યો. ઋષિએ એમને રસ્તાની થોડી માહિતી આપી.

આ વખતે મધ્યાહ્ન થવા આવ્યો હતો. વનમાં ગયેલા વિદ્યાર્થીઓ પાછા વળી ગયા હતા. થોડી વારમાં મધ્યાહ્નનું નિત્યકર્મ શરૂ થયું. રામલક્ષ્મણ પણ ઋષિઓની સાથે મધ્યાહ્નસંધ્યા વગેરે કર્યું. પછી ફળાહાર થયો અને અધ્યયનનું કામ શરૂ થયું. સાંજે સૂરજ નમતો થતાં સાયંકાળનું નિત્યકર્મ થયું. વેદમંત્રના ઘોષ સાથે અગ્નિદેવતાને આહુતિઓ અપાઈ. સૂરજ આથમ્યે ચરવા ગયેલી ગાયો પણ આવી પહોંચી. શિષ્યોએ વાછરડાં ધરાય એટલું દૂધ રહેવા દઈને બીજું દૂધ દોહી લીધું. દિવસનું કામકાજ પૂરું થઈ ગયા પછી એક ઝાડ નીચે સર્વ આશ્રમવાસીઓ ભેગાં મળીને બેઠાં. સૌની વચ્ચે અગસ્ત્યનું આસન હતું. ઋષિએ થોડો ધર્મોપદેશ કર્યો અને મંડળ વિખેરાયું. રાતના બે પહોર જતાં તો આશ્રમમાં કોઈ કોઈ તપસ્વી સિવાય બધાં સૂઈ ગયાં અને બધે શાંતિ ફેલાઈ ગઈ.

છ ઘડી રાત રહી હતી ત્યાં તો સર્વ આશ્રમવાસીઓ જાગી ગયાં હતાં. રામ, લક્ષ્મણ અને સીતાએ અગસ્ત્યને પ્રણામ કર્યા, તેમની રજા લીધી અને પંચવટીનો રસ્તો લીધો.

| | |
|---|---|
| પડછંદો—પડઘો | સહાધ્યાયી—સાથે ભણતા વિદ્યાર્થી |
| પર્ણશાળા—ઝૂંપડી | કારંડવ—જળકૂકડી |

૩૫

# રમણીય પંચવટી

મધ્યાહ્ન પહેલાં તો તેમણે પંચવટીના પ્રદેશમાં પ્રવેશ કર્યો. 'આ પેલું ઋષિ કહેતા હતા તે સરોવર, આ પેલો વડ, આ પેલી ટેકરી,' એમ વાતો કરતાં એકબીજાને વનનાં સ્થળો બતાવતાં ચાલતાં હતાં, ત્યાં દૂરથી જ રસ્તામાં કંઈ મોટી કાળી વસ્તુ પડી હોય એમ દેખાયું. જરાક આઘે જતામાં તો માલૂમ પડ્યું કે એક મોટો બિહામણો લાગતો ગીધ પાંખો પસારી રસ્તો રોકીને બેઠો છે. લક્ષ્મણે કહ્યું : "મોટાભાઈ, ધનુષબાણ કરો સજ્જ, આ કોઈ રાક્ષસ જ હોય એમ લાગે છે. એનાથી અગસ્ત્યના તપોવનની હદમાં તો પેસાતું જ નહિ હોય. શું પેસે? પેસે તો પલકમાં બળીને ભસ્મ ન થઈ જાય? એટલે એ દુષ્ટ ગીધનું રૂપ લઈને અહીંયાં ઋષિઓને છેતરવાને બેઠો છે. શું આ રાક્ષસોની કપટજાળ! સાલસ બીચારા બ્રાહ્મણો આ કપટીઓના પંજામાં ફસાઈ પડે એમાં શી નવાઈ? એવા ક્રૂર કુટિલ અધર્મીઓનો તો નાશ કરવો જ જોઈએ."

રામ આગળ ગયા અને ગીધને કહેવા લાગ્યા : "તું કોણ છે અને અહીંયાં રસ્તો રોકીને કેમ પડ્યો છે? રાક્ષસ હોય તો તું માની લેજે કે તારું આવી બન્યું છે. અમે દશરથના પુત્રો છીએ અને રાક્ષસોનો સંહાર કરવાને જ નીકળ્યા છીએ. માટે સાચેસાચું બોલી દેજે." ગીધ બોલ્યો : "હું ગીધ છું અને આ પંચવટીમાં રહું છું. મારું નામ જટાયુ છે. દશરથ રાજા તો મારા પરમ મિત્ર છે. તમે દશરથના પુત્ર છો ત્યારે તો હું તમારી સાથે જ અહીંયાં રહીશ અને તમારી રખેવાળી કરીશ." પિતાના મિત્રને રામે પ્રણામ કર્યાં અને સાથે રાખ્યો. દશરથના મરણની ખબર જાણી જટાયુએ આંસુ સાર્યાં અને સૌ ગોદાવરીના તટે આવી પહોંચ્યાં.

રામ અને સીતાને ઝાડને છાંયે બેસાડીને લક્ષ્મણ ઝૂંપડી બાંધવાની જગા પસંદ કરવા વનમાં ગયો. જંગલની ઝાડીઓ અને વાંકઘોંકથી લક્ષ્મણ એટલો પરિચિત થઈ ગયો હતો કે જોતજોતામાં તે પાછો વળ્યો. જે જગા તેણે પસંદ કરી હતી તે રામ અને સીતાને બતાવી. પાસે પાણી પુષ્કળ હતું અને ફૂલ, કુશ, સમિધ વગેરે પણ ઘણા કાળ સુધી ખૂટે એવાં નહોતાં. એટલે રામને પણ એ જગા ગમી. સીતા તો આસપાસનો રમણીય પ્રદેશ જોઈને મુગ્ધ જ બની ગઈ હતી. આવું અદ્‌ભુત સ્થાન પસંદ કરવા માટે તે લક્ષ્મણને ધન્યવાદ આપવા લાગી.

લક્ષ્મણે પર્ણકુટીની સામગ્રી તૈયાર કરી. માટીની ભીંતો કરી, જાડા પોલા વાંસના થાંભલા કર્યા, લાંબા વાંસના મોભ બનાવ્યા, શમીની ડાળીઓની વળીઓ કરી, વળીઓને

મોભ સાથે સખત બંધથી બાંધી, અને છેવટે દર્ભ, કાસ, પાંદડાં વગેરેનું છાજ બનાવી દીધું. સહેજ વારમાં તો સારી પેઠે લાંબી પહોળી અને બધી જાતની સગવડવાળી સુંદર પર્ણકુટી ઊભી થઈ ગઈ. અંદરની જમીન પર પાણી છાંટીને લક્ષ્મણે તેને પણ સપાટ બનાવી દીધી. પર્ણકુટીનું કામ પૂરું થયું એટલે લક્ષ્મણે જઈને ગોદાવરીમાં સ્નાન કર્યું. કમળપુષ્પ ભેગાં કરી લીધાં અને વળતાં રામ અને સીતાને બોલાવી પર્ણકુટી આગળ લઈ ગયો. કમળનાં ફૂલથી વાસ્તુદેવતાનું પૂજન કરી ત્રણેએ પર્ણકુટીમાં પ્રવેશ કર્યો.

થોડા દિવસમાં લક્ષ્મણની મદદથી સીતાએ આંગણામાં જાતજાતનાં સુશોભિત ફૂલઝાડ વાવીને નાનો સરખો પણ સોહામણો બગીચો તૈયાર કરી દીધો. ચોરસ, ગોળ, ત્રિકોણ, સ્વસ્તિક એમ જુદા જુદા આકારમાં છોડને વાવ્યાં હોવાથી અને વચ્ચેવચ્ચે આવવાજવાના રસ્તા રાખેલા હોવાથી બગીચાની શોભામાં ઘણો વધારો થતો હતો. આસપાસ ચોમેર કેળનાં ઝાડ વાવીને બગીચાની હદ બનાવી હતી તેથી દૂરના જોનારને તો એ જગાએ કેળનું જૂથ હોય એમ જ લાગે. નવા રોપેલા છોડની આસપાસ ક્યારા બનાવીને સીતા તેમને ઉમંગભેર પાણી પાતી અને તેમનું જીવની પેરે જતન કરતી. પર્ણકુટીની પાછળના મેદાનમાં મૃગલાં રમવા આવતાં ને કૂદાકૂદ કરી મૂકતાં. સીતા ઘણી વાર ઊભી રહીને એકીટસે તેમની રમત જોયાં કરતી. કેટલીક વાર તો એકાદ મૃગલાને ધીમે રહીને પકડી લેતી, તેને આંગણામાં લાવી રમાડતી, તેની સાથે ગેલ કરતી અને પેટના બાળકને ખવડાવે એટલા વહાલથી તેના મોંમાં ઘાસના કોળિયા ઘાલતી. છોડ

અને મૃગલાં પાછળ જ એનો દિવસનો મોટો ભાગ નીકળી જતો.

આંગણામાં બેઠેબેઠે જ ગોદાવરીનો રેતાળ પટ, નિર્મળ પાણી અને તે પર રમતાં પક્ષીઓ બધું જોઈ શકાતું. ઘણી વખત રામ, લક્ષ્મણ અને સીતા એ જગાએ બેસતાં અને ગોદાવરી અને આસપાસનો નિર્જન પ્રદેશ જોઈજોઈને હૈયામાં ઊભરાઈ આવતાં બાલ્યાવસ્થાનાં મીઠાં સંભારણાં એકબીજા આગળ કહી હૈયું ખાલી કરતાં. અયોધ્યાથી કુમળી વયે નીકળેલા કુમાર રામ હવે પ્રૌઢ યુવક બન્યા હતા. બાલ્યકાળની રમતો રમવાને લાયક વયના લક્ષ્મણની મુખમુદ્રા હવે ફરી ગઈ હતી. જુવાની અને અખંડિત બ્રહ્મચર્યના તેજથી એનું મુખ ચળકાટ મારી રહેતું હતું. કુમારાવસ્થામાં પતિની પાછળ વનમાં નીકળેલી સીતાએ કુમારાવસ્થા છોડી યૌવનમાં પ્રવેશ કર્યો હતો. ત્રણેને બાળપણના દિવસો યાદ આવતા અને મિથિલા, અયોધ્યા, દશરથનો પ્રેમ, કૌસલ્યાની પ્રેમાળ મૂર્તિ, અયોધ્યાની પ્રજા એ બધું સાંભરી આવતું. ઘડીવારમાં પંચવટીના એકાંતના આનંદ આગળ એ સૌ વિસારે પડી જતું અને આમ દિવસો પર દિવસો ચાલ્યા જતા હતા.

રામના આ પ્રદેશમાં આવ્યા પછી રાક્ષસો ત્યાં આવતા ઓછા થઈ ગયા હતા. કોઈ રડ્યોખડ્યો આવી ચડતા તો તેને રામના બાહુબળનો સ્વાદ મળી જતો. રાક્ષસ સામો હલ્લો ન કરે ત્યાં સુધી એનું એકાદું અંગ કાપી નાંખી કદરૂપો બનાવીને જીવતો છોડી દેવાનો રામનો નિયમ હતો. નછૂટકે જ તે રાક્ષસના પ્રાણ લેતા.

# ૩૬

# ભરતનું સ્મરણ

શરદઋતુ પૂરી થઈને હેમંતની શરૂઆત થઈ હતી. કકડતી ટાઢ પડવા લાગી હતી. સૂર્યનો ગરમાવો ઓછો મળતો. ઉત્તર દિશાને છોડીને સૂર્ય છેક દૂર દક્ષિણમાં જતો રહેલો, એટલે ઉત્તર દિશા ઝાંખીઝાંખી લાગતી. સૂર્યને વિયોગે જાણે વૃક્ષો પ્રભાતકાળે મોતી જેવાં આંસુ ઢાળતાં. નદીનાળાંનાં પાણીમાં નાહવું કઠણ થઈ ગયું હતું. અરુણોદય થતાં પક્ષીઓ નદી પર પાણી પીવા આવતાં પણ ઠંડીથી ડરીને ચાંચ બોળી શકતાં નહિ. તાપણે બેસી ટાઢ ઉડાડવાનું બહુ ગમે એવું હતું. દિવસો ટૂંકા થઈ ગયા હતા અને રાતો લાંબી થઈ હતી. આકાશમાં ધૂમસ છવાતું ત્યારે સૂર્ય પણ ચંદ્ર જેવો લાગતો. છરીની ધાર જેવો પવન સુસવાટા મારતો.

હેમંતઋતુમાં એક દિવસ મળસકું થતે રામ ગોદાવરીમાં સ્નાન કરવા ચાલ્યા. પાછળ સીતા હતી, અને એની જોડે હાથમાં કમંડલુ લઈને લક્ષ્મણ નીચું જોઈને ચાલતો હતો.

રામને હેમંતઋતુ બહુ ગમતી. પૃથ્વી ધાન્યથી ઊભરાઈ જતી, ખેતરો જવ અને ઘઉંના મોલથી હસતાં, એ દેખાવ અત્યંત મનોહર હતો. રામ સીતાને ગોદાવરીના પાણી પર પવનની લહેરોથી પડતી ભાત બતાવતા હતા.

ત્યાં એકાએક લક્ષ્મણ બોલ્યો, “આર્ય, હેમંતની આ ઠંડી જોઈ મને ભરતનું સ્મરણ થાય છે. તમારા પ્રત્યેની ભક્તિથી એણે હાથમાં આવેલું રાજપાટ તજ્યું, મહેલનાં સુખ તુચ્છ કર્યાં; અને હવે તપસ્વી બન્યો છે. કોણ જાણે કેટલાયે ઉપવાસ કરતો હશે! કેટલાંયે કષ્ટ વેઠતો હશે! ઠરી જતી ભોંય પર સૂઈ રહેતો હશે. આટલો વહેલો એ પણ સરયૂ પર નાહવા ગયો હશે. અરે, ભરત કેટલા લાડમાં ઊછરેલો છે! કેટલો સુકુમાર છે! આ ઠંડીથી એનું શરીર નહિ ઉઝરડાતું હોય? મળસકે એ સરયૂના પાણીમાં શી રીતે પેસી શકતો હશે? મારી આંખ આગળ એ તપસ્વી મૂર્તિ જ તર્યાં કરે છે. એ કમળ જેવી આંખો મારી સામે જોઈ પ્રેમ વરસાવતી દેખાય છે. ફરીફરી એના મધુરા બોલ કાનમાં સંભળાય છે. બધા ભોગ છોડીને એણે તપ આદર્યું એ સંભારતાં મારાં રુવાંટાં ઊભાં થાય છે.”

સીતાએ કહ્યું, “ખરું છે, લક્ષ્મણ, આવું સત્કર્મ તો સંસારે કદી દીઠું નહિ હોય. આપણી પાસે તો આર્યપુત્ર છે. એટલે સ્વર્ગનું સુખ છે. આપણો વનવાસ ભરતની તપસ્યા આગળ શા લેખામાં છે?”

“હા, સીતાજી, પણ હું કેવો તે એ ધર્માત્માને છેક લગી ન ઓળખી શક્યો? અયોધ્યામાં જો મેં ભરતને જોયો હોત તો એને ત્યાં જ કદાચ પૂરો કરત. ચિત્રકૂટ

પર મને કેટલો ક્રોધ ચડેલો? ત્યાં પણ હું ભરતનો જીવ લેવા તૈયાર થયેલો. ચિત્રકૂટમાં મારું હૃદય પલટાઈ ગયું. હા, ભરત! હે પ્રાણપ્રિય! તારા પ્રેમથી, તારી રામભક્તિથી તેં મને જીતી લીધો, જાણે મને નવો જન્મ આપ્યો. મારા હૃદયનાં દ્વાર ખોલી નાખ્યાં. રામ વનમાં તપ કરે ને તું એવું જ તપ દૂર બેઠો કરે છે. તું તો ભરત. જરૂર સ્વર્ગનો અધિકારી છે. આ ભવ અને આ કુળ તો તેં ઉજળાં કર્યાં જ છે."

લક્ષ્મણે નિસાસો મૂક્યો. "લોકો કહે છે કે બાળકો બાપ જેવાં ન થાય, પણ મા જેવાં નીવડે. એ કહેવત ભરતે ખોટી પાડી. અરે, જેને દશરથ જેવો પતિ અને ભરત જેવો સુપુત્ર એ સ્ત્રી કૈકેયી જેવી ક્રૂર કેમ થઈ શકતી હશે?"

ભાવભીના હૃદયે રામ લક્ષ્મણનાં વચન સાંભળતા હતા. કૈકેયી વિષેનો નિસાસો એમને ન રુચ્યો. એમણે કહ્યું, "લક્ષ્મણ, કૈકેયી માતાને દોષ ન દે, એની વાત જવા દે. અને ઇક્ષ્વાકુ કુળના એ દીપકની જ વાત આગળ ચલાવ. વનવાસ પૂરો કરવાનો મારો દૃઢ નિશ્ચય છે. છતાં ભરતનું જ્યારે જ્યારે સ્મરણ થાય છે ત્યારે ત્યારે હું દુઃખથી વીંધાઉં છું અને મારો નિશ્ચય ગળી જાય છે. એની એ સૌમ્ય મધુર મૂર્તિ અને એનાં મીઠાં વચનો યાદ કરતાં હું કદી થાકતો નથી. અરેરે! લક્ષ્મણ! એવો દિવસ ક્યારે આવશે જ્યારે આપણે ચારે ભાઈઓ ભેગા થઈશું? વહાલા ભરતને અને વત્સ શત્રુઘ્નને હું ક્યારે જોઈશ?"

ત્રણે જણ અતિશય દુઃખથી મૂંગાં થઈ ગયાં, અને મૂંગાં સ્નાન કરી પર્ણકુટી તરફ ચાલ્યાં.

# શૂર્પણખાના બેહાલ

એક દિવસ સવારનો વખત હતો. રામ હમણાં જ ગોદાવરીમાં સ્નાન કરી આવી નિત્યકર્મથી પરવારી બહાર મેદાનમાં ફરતા હતા. લક્ષ્મણ પણ તરત જ વનમાંથી પાછો ફર્યો હતા. સીતા બગીચામાં બેઠીબેઠી એક છોડનો ક્યારો તૂટી ગયેલો તે સમો કરતી હતી. તેવામાં ગડગડાટ થતો હોય એવો અવાજ આવતો સંભળાયો. તેમનું ધ્યાન એકદમ તે તરફ ખેંચાયું. રામે જોયું કે એ બાજુથી એક વિકરાળ રાક્ષસી વાયુવેગે દોડી આવે છે. એક પળમાં રાક્ષસીની આખી આકૃતિ સ્પષ્ટ દેખાવા લાગી. તેનો બેડોળ ચહેરો, મોટું દુંદાળું પેટ, બિહામણી લાગતી ફાટી ગયેલી લાલચોળ આંખો અને વીખરાયેલા લાંબા વાળ જોઈને રામને સહેજ કુતૂહલ થયું અને રાક્ષસી તરફ જોઈ રહ્યા. રાક્ષસી હવે છેક પાસે આવી પહોંચી. દૂરથી એક મનુષ્યને ઊભેલો જોઈને આજે સારે નસીબે ઉત્તમ ભક્ષ મળ્યું એ વિચારે મનમાં મલકાતી મલકાતી રાક્ષસી દોડી આવતી હતી. પણ

રામની નજીક આવતાં જ તે રામના તેજથી અંજાઈ ગઈ. એના ક્રૂરતાના વિચારો ક્ષણ વાર ખસી ગયા અને હૈયું હીંડોળે ચડ્યું. ઘડીભર તો ઊભી રહી ત્યાં જ સ્તબ્ધ થઈને ચોંટી રહી. આખરે બોલવાનો ભગીરથ પ્રયત્ન કરી તેણે રામને નમ્રતાથી પૂછ્યું, "તમે કોણ છો? આ વનમાં કેમ આવેલા છો?" એક સ્ત્રી આ પ્રશ્ન પૂછે છે એ જોઈ રામે સીધીસાદી રીતે ધીરેધીરે પોતાનું નામઠામ બધું આપ્યું અને પોતાનો ઇતિહાસ કહી સંભળાવ્યો.

રામના મોમાંથી જેમજેમ વેણ નીકળતાં ગયાં તેમ-તેમ રાક્ષસીનો મોહ વધવા લાગ્યો, તેનું હૃદય ભારે મૂંઝવણમાં પડ્યું. કેટલીક વાર સુધી તો રામની પાસે પોતાની ઇચ્છા કેમ જણાવવી તે જ તેને ન સૂઝ્યું. છેવટે ધૈર્ય રાખીને તે રામને કહેવા લાગી, "રામ મારાથી ઝાઝું બોલાતું નથી. પણ ટૂંકમાં હું કહી દઉં છું કે તમને પરણવાને હું તલસી રહી છું. તમે મારો સ્વીકાર કરશો તો જ હું જીવી શકીશ. હું લંકાના નામાંકિત અને સમૃદ્ધિમાન ચક્રવર્તી રાજા રાવણની બહેન છું. મારું નામ શૂર્પણખા છે. મારા ખર ને દૂષણ નામના બીજા બે ભાઈઓ છે તેમને રાવણે જનસ્થાનના સૂબા બનાવીને મોકલ્યા છે. હું પણ અહીંયાં એમની સાથે આવી છું. આખી રાક્ષસજાતિમાં મારા જેવી ફૂટડી કોઈ સ્ત્રી નથી. હું ગમે તેવું રૂપ ધારણ કરી શકું છું અને મારા બળનાં વખાણ તો મારે જ મોંએ હું શું કરું? એ તો તમે જ્યારે અનુભવ લો ત્યારે જ તમને ખબર પડે. હું તમને કરગરીને વીનવું છું કે તમે મારી સાથે લગ્ન કરો. પછી હું તમને લઈને ઊડીશ. આપણે બે જણ આકાશમાં

સ્વચ્છંદે ફરીશું, જ્યાં જવું હશે ત્યાં જઇશું, અને મોજ માણીશું. તમારા જેવા તે શું આવા ઘોર જંગલમાં કાયાને કષ્ટ આપીને રહેવાને સરજાયા હશે? માટે તમે જરૂર મારું કહ્યું માનો."

શૂર્પણખાનાં મોહક વચનથી રામનું મન તલપૂર પણ ચળ્યું નહોતું. રામના દૃઢ સંયમને ચલિત કરે એવું રાક્ષસ-જાતિમાં તો શું પણ આખા ત્રિભુવનમાં કોઇ નહોતું. રામે સહેજ સ્મિત કરીને કહ્યું: "શૂર્પણખા, જો, મારી સ્ત્રી તો મારી સાથે છે અને મારું એકપત્નીવ્રત અચલ છે એટલે મારો તો ઉપાય નથી. પણ પેલી પર્ણકુટીમાં મારો નાનો ભાઇ લક્ષ્મણ છે તે સ્ત્રીને વનમાં લાવ્યો નથી. એને પૂછી જો એ તને પરણે તો."

શૂર્પણખાને નિરાશા તો ઉપજી, પણ રામે એવી ચતુરાઇથી મધુર વાણીમાં જવાબ આપ્યો હતો કે શૂર્પણખાનું હૈયું ભાંગી ન ગયું. પર્ણકુટીમાં જઇ તેણે જેવી રીતે રામને વીનવ્યા હતા તેવી રીતે લક્ષ્મણને આજીજી કરી. આવા જોરાવર શરીરમાં આવું નબળું મન રહી શકે છે એ જોઇ લક્ષ્મણને શૂર્પણખા પર દયા આવી. તેણે કહ્યું: "શૂર્પણખા, જો, હું તો રહ્યો રામનો દાસ. આ આખો દિવસ એમની સેવા કર્યા કરું છું. એમને ફળફૂલ આણી આપવાં, પાણી ભરવું અને રાત્રે એમની રખેવાળી કરવી એ મારું આખા દિવસનું કામ. મને પરણીને તારે એવી ગુલામીમાં રહેવું પડશે અને સીતાની સેવા કરવી પડશે. મને પરણીને તું સુખ મેળવવા ને મોજ કરવા માંગતી હોય

તો તે કદી નહિ બને. પરણું તો તું રામને પરણ કે જેથી કોઈ દહાડો પણ સુખ મળે."

શૂર્પણખા કાંપતીકાંપતી ફરી રામ પાસે આવી અને રામને પગે પડી કાલાવાલા કરવા લાગી. રામે કહ્યું: "મારો નિશ્ચય દઢ છે. સીતા સિવાય બીજી સ્ત્રીનો વિચાર તો હું સ્વપ્ને પણ કરવાનો નથી." શૂર્પણખા કહેવા લાગી. "અરે! રામ, આ સીતામાં તે શું દૈવત છે કે તમે એની પાછળ ગાંડા થઈને લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે ત્યારે મોં ધોવા જાઓ છો? આ કદરૂપી ટિચકૂડી સીતાને તે કોણ સ્ત્રી કરીને રાખતું હશે? ઊઠો, ઊઠો, આ પ્રસંગ ન ખુઓ. નહિ તો પાછળથી કદાચ પસ્તાવાનો વખત આવશે."

રામ બોલ્યા: "શૂર્પણખા, મને તું ગમે તેવી લાલચોથી કે ભયથી નહિ ડગાવી શકે. તારા બધા પ્રયત્નો ખાલી ફાંફાં છે."

શૂર્પણખાની નિરાશાએ હવે ક્રોધનું રૂપ પકડયું. તે ઘૂરકી: "ત્યારે શું એ દુષ્ટ સીતા જ વચ્ચે આડખીલી કરે છે ને! ઠીક ત્યારે હવે હું એને ખાઈ જાઉં કે જેથી એ કાંટો દૂર થાય અને રામ મને મળે." આમ બોલીને શૂર્પણખા સીતા તરફ ધસી. રામે તરત જ લક્ષ્મણને બૂમ પાડી: "અરે સંભાળજે લક્ષ્મણ! આ દુષ્ટ રાક્ષસી સીતાને મારવા દોડે છે. બસ હવે એને શિક્ષા તો કરવી જ જોઈએ. એને વિરૂપ બનાવી દે એટલે બસ."

શૂર્પણખા સુસવાટ કરતી સીતા તરફ દોડી જતી હતી ત્યાં પાછળથી બે તીખાં બાણ આવ્યાં અને તેનાં નાક અને કાન છેદાઈ ગયાં. ઘામાંથી લોહીની ધાર વહેવા લાગી.

શૂર્પણખા હતાશ થઈ ગઈ અને જીવ લઈને ઉત્તર દિશાને રસ્તે નાઠી.

કુતૂહલ—અચંબો
સ્વચ્છંદે—મરજીમાં આવે તેમ
વિરૂપ—કદરૂપી; બેડોળ
ફૂટડી—રૂપાળી
દૈવત—માલ

## ૩૮

# વેરનું બીજ

શૂર્પણખાને નાકકાન વિનાની અને લોહીલુહાણ થઈ ગયેલી જોઈને વનમાં ફરતા રાક્ષસો એની આસપાસ વીંટળાઈ વળ્યા, અને વનના એક ભાગમાં ખર અને દૂષણ દરબાર ભરીને બેઠા હતા ત્યાં લઈ ગયા. શૂર્પણખાને જોતાં જ ખર રાતોપીળો થઈ ગયો અને પૂછવા લાગ્યો : " અરે શૂર્પણખા, તું આ દશામાં ક્યાંથી ? કયા મૂઢે તને આમ વિરૂપ બનાવીને મોત માગી લીધું છે ? કઈ દે એ દુષ્ટનું નામ કે આ ક્ષણે જ એના પ્રાણ કાઢી નાંખુ."

દુ:ખ અને ક્રોધથી બળીજળી થઈ રહેલી શૂર્પણખાએ જીભ છૂટી મૂકી તીખાં તમતમાં બોલનાં બાણ એક પછી એક છોડવા માંડ્યાં : " અરે, ખરદૂષણ, તમારું રાજ્ય જવા જ બેઠું છે, નહિ તો તમે આમ ઘોર નિદ્રામાં કેમ પડ્યા હો ? તમારા જાસૂસો બધા શું કરે છે કે તમને વનમાં કોણ આવે છે ને કોણ જાય છે એની ખબર પણ પડતી નથી ? આ વનમાં રામ અને લક્ષ્મણ નામના કામદેવને લજાવે એવી

કાંતિવાળા એ ક્ષત્રિય કુમાર આવેલા છે. તેમની સાથે સીતા નામની રામની સ્ત્રી પણ આવી છે. એ ગોઝારી સીતાને લીધે મારી આજે આ દશા થવા પામી છે. બસ, હવે તો એ ત્રણે જણનું લોહી પીવા મળે તો જ મારો વેરનો અગ્નિ શાંત થાય, અને મારા જીવને ટાઢક વળે. તમારામાં જોર હોય તો આટલું કરી દેખાડો, અને એટલુંયે ન થાય તો રાવણને જઈને કહી દો કે અમારાથી હવે જનસ્થાનની સૂબેદારી કરાતી નથી. તમારા જેવા નમાલા ભાઈઓને જોરે રાવણનું રાજ નહિ નભે."

શૂર્પણખાનાં મહેણાંએ ખરના હૃદયને સોંસરું ભેદી નાંખ્યું, તેણે તરત જ ચુનંદા ચૌદ સેનાપતિઓને હુકમ કર્યો કે "જાઓ સ્ત્રીજાત પર હુમલો કરનાર એ હિચકારા રામ-લક્ષ્મણને અને એ હત્યારી કૃત્યા સીતાને મારીને એમનું લોહી અહીંયાં લઈ આવો. પણ ના, સીતાને તો બને ત્યાં સુધી જીવતી જ લાવજો." રામનું રહેઠાણ બતાવવા શૂર્પણખાને સેનાપતિઓની સાથે મોકલી. પંચવટીના પ્રદેશ આવ્યો ત્યાં શૂર્પણખાએ સેનાપતિઓને રામની પર્ણકુટીનું ઠેકાણું બતાવ્યું અને તેમને આગળ મોકલ્યા. રામથી તે એટલી ડરી ગઈ હતી કે રામ સન્મુખ જવાની તેની હિંમત જ ચાલી નહિ. એક ઝાડને ઓઠે ઊભી રહી તે શું બને છે તે જોવા લાગી.

શૂર્પણખાના ગયા પછી તેનું વેર લેવાને રાક્ષસો ચડી આવ્યા વિના નહિ જ રહે એમ ધારીને રામે તેમને સારી રીતે આવકાર આપવાની તૈયારી કરી રાખી હતી. લક્ષ્મણને કહી મૂકયું હતું કે રાક્ષસો આવે કે તરત જ તારે સીતાને પર્ણકુટીમાં બેસાડી તેની પાસે પર્ણકુટીના બારણા આગળ

ઊભા રહેવું અને ત્યાંથી ખસવું નહિ. ખરના મોકલેલા રાક્ષસો હોકારા કરતા પર્ણકુટી આગળ આવી પહોંચ્યા ત્યાં તો રામ હાથમાં ધનુષબાણ સજ્જ કરીને જ ઊભેલા હતા. રામને મારી સરદાર પાસે શાબાશી મેળવવાને દરેક જણ તલપતો હતો, તેથી પળની પણ વાટ જોયા વિના ચૌદે જણે એકીસાથે રામ પર બાણ છોડયાં. બાણ રામને પહોંચે તે પહેલાં જ રામના ધનુષ્યમાંથી નીકળેલા બાણથી તેમના કડકા થઈ ગયા. રાક્ષસો બીજાં બાણ મૂકવા જાય છે એટલામાં તો રામે મૂકેલાં બાણે તેમની છાતી ભેદી નાખી, અને ફૂંફાડા મારતા નાગ દરમાંથી નીકળે તેમ રાક્ષસોની છાતીમાંથી નીકળીને રામનાં બાણ રામ પાસે પાછાં આવ્યાં. મૂળ કપાઈ જતાં ઝાડ જેમ જમીન પર પડે તેમ રાક્ષસો મુડદાં બનીને ધરણી પર ઢળી પડયા.

હિચકારા-બાયલા; નામર્દ

૩૯

# નિશાચરનું નિકંદન

સરદારોને પડેલા જોઈ ઝાડને ઓઠે ઊભી રહેલી શૂર્પણખા ચીસ ખાઈને નાઠી અને ભાઈની પાસે આવી ધૂળમાં આળોટવા અને આક્રંદ કરવા લાગી. ખરે તેને આશ્વાસન આપીને ઉઠાડી અને રામને મારવાનું વચન આપ્યું. ખરને લાગ્યું કે રામ કોઈ પરાક્રમી યોદ્ધો છે માટે એની સામે ઢીલાશ રાખ્યે નહિ પાલવે. તેણે સેનાને તૈયાર

થવા હુકમ આપ્યો. તરત જ ચૌદે હજાર રાક્ષસોની સેન
સજ્જ થઈને ઊભી રહી. દુંદુભિના નાદ થવા લાગ્યા
હથિયાર ખખડવા લાગ્યાં. રાક્ષસોના હોકારાબકારાથી આખુ
વન ધ્રૂજી ઊઠ્યું. દૂષણ અને ત્રિશિરા એ બે સેનાનીએ
સૈન્યને મોખરે ચાલતા હતા. સૌની પાછળ ખરનો રત્ન
જડિત, ઝગઝગાટ મારતો સોનાનાં પૈડાંવાળો રથ હતો. ખ
પ્રતિજ્ઞા લીધી હતી કે આજે કાં તો રામને મારીને પાછ
ફરવું કાં તો રણાંગણ પર જ મરણશય્યા કરવી. વાજતે
ગાજતે ધડાકાભડાકા સાથે સેનાએ કૂચ શરૂ કરી, અને
પંચવટીમાં આવી પહોંચી.

રસ્તામાં ઉપરાઉપરી અપશુકન થતા હતા તે જોઈને
ખરના મનમાં કંઈક અશુભ થશે એવી શંકા પેઠી હતી
સૈન્ય રામના આશ્રમ પાસે આવ્યું. દૂરથી કોલાહલ અને
દુંદુભિનાદ સાંભળીને રામે લશ્કર આવતું હશે એવું અનુમાન
કરી લક્ષ્મણને સીતા સાથે પર્વતની ગુફામાં મોકલી દીધે
હતો, અને પોતે અગસ્ત્યે આપેલું કવચ પહેરી ધનુષ પ
બાણ ચડાવીને ઊભા હતા. એક વાર ચોપાસ નજર નાંખીને
તેમણે સૈન્યને બરાબર નિહાળી લીધું. સૈન્ય ઠેઠ પાસે આવ્
એટલે ખરનો રથ આગળ આવ્યો. રાક્ષસો રથને વીંટળાઈ
તેની આસપાસ કોટ રચીને ઊભા રહ્યા. ખરે રામ પ
એકસંગાથે એક હજાર બાણની વૃષ્ટિ કરી. ખરે શરૂઆત
કરતાંની સાથે જ રાક્ષસ દળમાંથી રામ પર ઝાડ, પથ્થર અને
બાણોના મુસળધાર વરસાદ વરસવા લાગ્યો. કાળાં વાદળ
જેવા મહાકાય રાક્ષસો હાથમાં ગદા, મુદ્‌ગર, શૂલ, ખડ્ગ
પરશુ વગેરે વિવિધ આયુધો લઈને રામ પર ધસવા લાગ્યા

ઘડીવારમાં તો રામની આસપાસ રાક્ષસોનો અભેદ કોટ બની રહ્યો. રાક્ષસોનાં બાણ રામના શરીરમાં પેસવા લાગ્યાં. તરત જ રામે પોતાની આસપાસ બાણનો દુર્ગ બનાવી દીધો. રાક્ષસોનાં બાણ અને આયુધ એ દુર્ગ સાથે અથડાઈને પાછાં પડવા લાગ્યાં. રામના મંડલાકાર ચાપમાંથી સુસવાટ કરતાં બાણ મેઘની ધાર પેઠે નીકળવા લાગ્યાં. રાક્ષસ સેનાનો કચ્ચરઘાણ વળવા લાગ્યો. લોહીની નદીઓ ચાલી રહી. ગીધ, સમડી, કાગડા વગેરે પક્ષીઓ રણાંગણ પર મડદાંનું માંસ ખાવાને ભેગાં થઈ કિલકિલાટ કરવા લાગ્યાં.

એ પહોર જતાં તો ચૌદ હજારની રાક્ષસસેના રણભૂમિ પર લાંબીછટ થઈને સૂતી. દૂષણ અને ત્રિશિરા જેવા ધરણીને ધ્રુજાવે એવા રાક્ષસ સુભટો પણ વીરતા બતાવીને રણમાં પડ્યા. આખી સેનામાંથી માત્ર ખર એકલો રહ્યો. સેનામાંથી કોઈ રહ્યું નથી એ જોઈ તેણે પોતાના રથને લોહીમાંસના ઢગલામાં થઈને ઘસડી કાઢી રામની સન્મુખ ઊભો કર્યો. વિશ્વનો પ્રલય કરવા સાક્ષાત્ રુદ્ર નીકળ્યા હોય તેમના જેટલી ઉગ્રતા આજે રામની આકૃતિમાં હતી. એમની સામે આવેલું કોઈ પણ એમના સપાટામાંથી આજે બચે એ અશક્ય હતું. ખરે યુદ્ધની શરૂઆત કરીને રામ પર એક હજાર બાણ ફેંક્યાં. પછી તો એકબીજા પર બાણનો વરસાદ વરસાવવા લાગ્યા. એનાં બાણથી આકાશ પણ છવાઈ ગયું અને સૂર્ય પણ ઢંકાઈ ગયો. એમાં કોઈ કોઈનાથી ઊતરે એમ નહોતું. ખરના બાણે રામનું કવચ ભેદી નાંખ્યું. સાપની કાંચળી ઊતરી પડે એમ કવચ નીકળી પડ્યું અને ખરનાં બાણ રામના શરીરમાં પેસવા લાગ્યાં. રામના શરીરમાંથી

લોહીની ધારાઓ વહેવા લાગી અને ઘડીવારમાં તો તેમનું સ્વરૂપ ભડભડાટ બળતા અગ્નિસમું દીસવા લાગ્યું.

રામ હવે કોપ્યા. તેમણે રાક્ષસ સામે ચેષ્ટા કરવી છોડી દીધી, અને તેનો વધ કરવાની પેરવી કરવા લાગ્યા. એક પછી એક દિવ્ય અસ્ત્ર રામના ધનુષમાંથી છૂટવા લાગ્યાં. ખરનું માથું, હાથ, છાતી વગેરે રામનાં બાણથી ભેદાઈ ગયાં. રથની ધજા તૂટી, ઊધ ભાંગી, સારથિ અને ઘોડા મરાયા, અને રથ કૂચો વળીને પડ્યો. ખરને રથવહોણો એકલો જોઈને રામને બમણું જોર આવ્યું. રથ જતાં ખર ગદા લઈને ઊભો અને ગર્જના કરવા લાગ્યો. રામે ત્રાડ મારી અને કહ્યું : "હવે કરી લે ગર્જના કરવી હોય તેટલી. તારી ગદા પણ હવે હું રહેવા દેનાર નથી. તેં ઘણો કાળ આ બ્રાહ્મણોને રંજાડ્યા છે અને એમની સ્ત્રીઓને રોવડાવી છે. મેં આજ સુધીમાં અનેક રાક્ષસોને રગદોળ્યા છે, અને આજે તારું પણ મોત આવી ગયું છે. તારે ગયે એ સર્વે સુખી થશે."

ખર બોલ્યો : "અલ્યા મૂર્ખ, તેં કદાચ નબળાપોચા રાક્ષસોને માર્યા હશે. એમાં આટલો ફુલાઈ શાનો જાય છે? ખરને તું એવો રેંજીપેંજી ન માનતો કે તારે હાથે હાર ખમે. એ તો આજે તને મારીને તારું લોહી પીશે, અને દુખિયારી બળીજળી બહેનને પિવડાવશે ત્યારે જ જંપશે. ચાલ, આવી જા હવે બકવાટ કર્યા વિના, અને લડવાનું શરૂ કર."

યુદ્ધ ફરી ચાલ્યું. ખરની ગદાના ચૂરેચૂરા થઈ ગયા છતાં તે ન હટ્યો. તેણે વૃક્ષ અને પાષાણની વૃષ્ટિ કરવા

માંડી. રામનું ધનુષ્ય ભાંગી ગયું. તેમણે અગસ્ત્યનું આપેલું ઇંદ્રનું ધનુષ્ય કાઢી એક દિવ્ય બાણ મૂક્યું. તેજ વરસતું તે બાણ સણસણાટ કરતું આવ્યું અને ખરને ગળે વળગી પડ્યું. પલકવારમાં તો ઝાડ પરથી ફળ ગરી પડે તેમ ખરનું માથું ધડ પરથી હેઠું પડ્યું.

રામ નિવૃત્ત થઈને ઊભા અને એક વાર રણાંગણ પર પડેલી સેના પર નજર ફેંકી પર્ણકુટી તરફ ચાલ્યા. ગુફામાં રહેલાં સીતા અને લક્ષ્મણને બહાર બોલાવ્યાં. અને તેમને રાક્ષસોનાં પરાક્રમનું અને મરણનું વર્ણન કરી બતાવ્યું. રાક્ષસોના શબના ઢગલા જોઈને સીતા તો આભી જ બની ગઈ. તે દિવસ ખૂબ આનંદમાં ગયો. તપોવનના ઋષિઓ આવીને રામને ધન્યવાદ આપવા અને તેમનો આભાર માનવા લાગ્યા.

સેનાની–સેનાપતિ
મંડલાકાર–ગોળ
રેંજીપેંજી–કમજોર

રણાંગણ–રણભૂમિ
પ્રલય–નાશ

## ૪૦

# કાયરની સલાહ

ચૌદ હજારની રાક્ષસ સેનામાંથી માત્ર અકંપન નામનો એક જ રાક્ષસ બચવા પામ્યો. સંગ્રામ ચાલતો હતો ત્યાંથી જ તે નાસી છૂટ્યો હતો. આખી સેના મરાયાની અને ખરદૂષણ પડ્યાની વાત જાણી ત્યારે તેણે હતાશ થઈને લંકાનો રસ્તો લીધો. લંકા પહોંચીને રાવણને

રાક્ષસોના સંહારની જાણ કરી. પહેલાં તો રાવણને એમ જ લાગ્યું કે અકંપન મશ્કરી કરે છે. ખરદૂષણ મરાય એ વાત જ એને અસંભવિત લાગી હતી. પણ જ્યારે અકંપને સોગન ખાઈને ખાતરી આપી ત્યારે રાવણના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે ત્રાડ મારીને પૂછ્યું :

"હે અકંપન, ખરદૂષણને મારનાર એવો વીર કોણ છે? દઈ દે એનું નામ કે હું આ જ ક્ષણે ત્યાં દોડી જઈને એને મચ્છરની પેઠે મસળી નાંખું."

"મહારાજ, એ તો અયોધ્યાના કોઈ રાજાનો પુત્ર છે. એનું નામ રામ છે. બાપે દેશવટો દીધો છે તથા વનમાં આવી રહ્યા છે. સાથે એનો ભાઈ પણ છે."

"એમ કે? પણ ઠીક, એનું તો હું સહેજમાં કાસળ કાઢી નાંખું છું. દેવ, દાનવ, યક્ષ, કિન્નર વગેરે સૌને મેં નમાવી જેર કર્યા છે તો એ ક્ષુદ્ર માનવ તે શા હિસાબમાં?" રાવણ ગર્વથી ફુલાતો મૂછ મરડીને બોલ્યો.

"પણ મહારાજ, આપ ધારો છો એવો એ રામ પોચો નથી તો! શું અજબ એનું પરાક્રમ છે! શી છટાથી એ બાણનો વરસાદ વરસાવી શત્રુને ગભરાવી મૂકે છે! પાકાં ફળ ગરે એમ રામનાં તીખાં તમતમાં બાણથી રાક્ષસોનાં માથાં ધડથી છૂટાં પડતાં જોયાં છે, ત્યારથી તો હું ખરેખર શેહ ખાઈ ગયો છું. મને લાગે છે મહારાજ, કે તમારાથી એ રામને નહિ જીતી શકાય."

"એ શું બોલે છે, અલ્યા મૂઢ? રાવણ કોઈ દિવસ જીત મેળવ્યા વિના પાછો ફર્યો સાંભળ્યો છે?"

"પ્રભુ, મને તો જે ખરું સૂઝે તે કહું છું. સામે મોંએ તો આપ રામને નહિ હરાવી શકો. પણ મારું કહ્યું માનો તો એક તદબીર બતાવું. એ રામની સાથે એની સ્ત્રી સીતા પણ છે. એ સીતાને ગમે તેમ કરીને રામથી વિખૂટી પાડો તો કંઈ ચોટ લાગે ખરી. સીતાનો વિયોગ થતાં રામ ઝૂરીઝૂરીને મરી જશે એમાં કંઈ સંશય નથી."

અકંપનની આ સલાહ રાવણને ગળે ઊતરી. નહિ જેવી મહેનતે શત્રુનો કાંટો દૂર થતો હોય તો તે ઠેકાણે બળ વાપરવું નકામું છે એ રાવણ સારી પેઠે સમજતો હતો. તેણે સારથિને રથ જોડવાનો હુકમ કર્યો. જરા વારમાં રાક્ષસનાં મોઢાંવાળા પાણીદાર ગધેડા જોડેલો સુવર્ણજડિત રથ ધમકાર કરતો આવ્યો. રાવણ તેમાં બેઠો અને જનસ્થાન ભણી પ્રયાણ કર્યું.

| | |
|---|---|
| હતાશ—નિરાશ | જેર કરવું—વશ કરવું |
| શોહ ખાવી—ડરી જવું | તદબીર—યુક્તિ |

## ૪૧

# નેક સલાહ

રસ્તામાં તાટકાપુત્ર મારીચનો આશ્રમ આવતો હતો. રામના બાણે એને ઉરાડી મૂક્યો ત્યારથી તેને દુનિયા પર વિરાગ આવ્યો હતો. તેથી તે આ જગાએ આશ્રમ બાંધી ત્યાં રહી ઈશ્વરભજન કરતો હતો, અને ભૂતકાળમાં કરેલાં પાપોનું પ્રાયશ્ચિત્ત કરી રહ્યો હતો. મારીચના આશ્રમ

આગળ રાવણનો રથ થોભ્યો. રથમાંથી ઊતરી રાવણ મારીચ પાસે ગયો, તેને બધી વાત કહી, અને સીતાહરણના કામમાં તેની મદદ માગી.

રામ સાથે વિખવાદ કરીને રાવણ હાથે કરીને પોતાનો વિનાશ માગી લે છે એ જોઈ મારીચને સહેજ ખેદ થયો. તેણે રાવણને કહ્યું, "મહારાજ, રામના બાહુબળનો સ્વાદ ચાખીને હું તો પૂરો ધરાઈ ગયો છું. એની સાથે વેર વધારવું એ કાળને નોતરવા જેવું છે. ખરદૂષણ ગયા તો ખેર, હવે આખા કુળનો વિનાશ ન કરાવશો. ભલે એ રામ વનમાં એની સ્ત્રી સાથે સુખે રહે અને તમે તમારી સ્ત્રી સાથે રહો. એની સ્ત્રીનું તમારે શું કામ છે?"

મારીચની તપશ્ચર્યાના બળે કહો કે મારીચે બતાવેલાં પ્રેમ અને નમ્રતાએ કહો કે બીજા કોઈ કારણે રાવણના મન પર એવું અદ્‌ભુત જાદૂ કર્યું કે મારીચના બોલ ઝટ લઈને તેને હૈયે ઊતરી ગયા. જે રાવણના નિશ્ચયને ફેરવવાની તાકાત ત્રિભુવનમાં કોઈનામાં નહોતી તે રાવણને આજ મારીચનાં ચંદ્રકિરણસમાં શીતળ વચનોએ ઘડીવારમાં મહાત કરી નાખ્યો. મારીચને નમસ્કાર કરી રાવણ રથમાં બેઠો અને લંકા પાછો જઈ પહોંચ્યો.

મહાત—વશ નેક—ન્યાયી

# ફરી મન બદલાયું

મહેલ આગળ જઈને જુએ છે તો બહારના દરવાજા આગળ નાકકાનવહોણી શૂર્પણખા ધૂળમાં આળોટતી, આક્રંદ કરતી અને પછાડા નાંખતી પડી છે. શરીરે વસ્ત્રનું પણ પૂરું ઠેકાણું નથી. વાળ વીખરાઈ ગયા છે અને ધૂળથી ભૂખરા બની ગયા છે. ચક્રવર્તી રાવણ રાજાની બહેન શૂર્પણખાની આ દશા જોતાં જ રાવણની આંખમાં પાણી આવ્યું. રથમાંથી એકદમ ઊતરી તે શૂર્પણખા પાસે દોડી ગયો અને તેને હાથ ઝાલીને બેઠી કરી, નમણે મોંએ ધીરજ દેવા માંડી. શૂર્પણખાએ રાવણનો હાથ જોરથી તરછોડી નાંખ્યો અને માથું કૂટવું શરૂ કર્યું. સાથે સાથે રાવણને આકરાં મહેણાંના બોલ પણ સંભળાવતી ગઈ. રાવણ જેમ-જેમ તેને શાંત પાડવાનો પ્રયત્ન કરતો ગયો તેમતેમ શૂર્પણખાનો ક્રોધ વધારે ને વધારે ઉગ્ર બનતો ગયો. અબળા બહેનને આમ પીડાતી જોઈ રાવણની ધીરજ પણ ખૂટવા લાગી. શૂર્પણખાના સ્ત્રીચરિત્ર આગળ મારીચના ઉપદેશની અસર ધોવાઈ ગઈ. બહેનને ધીરજ આપીને રાવણ રથમાં બેઠો.

આખરે ભાઈએ નિર્બળતા છોડી એ જોઈને શૂર્પણખાને દિલાસો મળ્યો, અને હૈયામાં હિમ્મત આવી. તેણે તરત જ રોકૂટ છોડી દીધા, અને આંસુ લોહી ભાઈ આગળ ઊભી રહી. ભાઈને રામના રહેઠાણની એંધાણીઓ આપવા લાગી. રામને ભમાવવાના જુદાજુદા ઉપાયો બતાવ્યા. છેવટે છૂટાં પડવાનો વખત આવ્યો અને રથ ચાલવાનો થયો એટલે શૂર્પણખાએ રાવણના કાનમાં કહ્યું: “જોજે સીતાને લાવવાનું ચૂકતો હો, એ તો તારી જ પટરાણી થવાને લાયક છે.” રાવણે શૂર્પણખાને હૈયે શાતા રાખવાનું કહી બહેનની વિદાય લીધી. બહેને ભાઈને આશીર્વાદ દીધો અને રથ લંકાને દરવાજેથી જ પાછો ફર્યો.

આખી વાટ રાવણના મનમાં બહેનનું વેર લેવાના જ વિચાર ઘોળાયા કર્યા. ‘પેલો રામ મરાયો, આ લક્ષ્મણ નાઠો, એ સીતાને ઊંચકી લીધી.’ એમ રાવણને ઘડીએ-ઘડીએ થવા લાગ્યું. સ્વપ્નમાં માણસ જેમ ભાન ભૂલે તેમ રાવણ વેરના વિચારમાં ગાંડોતૂર બન્યો હતો. એટલામાં મારીચનો આશ્રમ આવ્યો અને રથ અંતરિક્ષમાંથી નીચે ઊતર્યો ત્યાં રાવણનું મગજ ઠેકાણે આવ્યું, અને તે રથમાંથી બહાર આવ્યો.

મારીચ પ્રણવમંત્રનો જાપ જપતો હતો ત્યાં એકાએક વાદળાંના ગડગડાટ જેવો રથનો ધડધડાટ કાને પડતાં તેની સમાધિ છૂટી ગઈ અને તે ગભરાટમાં આમતેમ નજર ફેરવવા લાગ્યો. સામે રાવણને ઊભેલો જોઈ તેના અચંબાનો પાર રહ્યો નહિ. રાવણ હમણાં તો ગયો છે અને ફરી પાછો એકાએક ક્યાંથી? મારીચને કંઈ પણ બોલવાનો વખત મળે

તે પહેલાં અધીરો બનેલો રાવણ દીન બની કહેવા લાગ્યો : " મારીચ, હું તારી પાસેથી રામ સાથે બાથ ભીડવાનો વિચાર તજીને ગયો, પણ લંકાને દરવાજે જઈને જોઉં છું તો શૂર્પણખા બેફાટ રુદન કરતી ધૂળમાં આળોટતી પડેલી. મને જોઈને તેણે વધારે આક્રંદ કરવા માંડ્યું. હું ત્રિભુવન પર એકચ્ચક્રવે રાજ્ય કરનાર છત્રપતિ અને તેની બહેન આવી લજામણી દીન દશામાં એ સ્થિતિ મારાથી ન સહેવાઈ અને હું લંકાને પાદરેથી જ પાછો વળ્યો. હવે તો મારો નિશ્ચય છે કે દુનિયામાં કાં તો રામ નહિ કાં તો હું નહિ, પણ હવે પાછા તો ન જ ફરવું."

આક્રંદ—કલ્પાંત
પ્રણવમંત્ર—ૐકાર
એકચક્રે—સૌને તાબે કરીને

## ૪૩

# પરાણે પ્રયાણ

મારીચ રાવણના મનની દશા સહેજમાં કળી ગયો. આ વેળા રાવણનો નિશ્ચય ડગે એવું તેને ન લાગ્યું. છતાં, તેણે છેલ્લો પ્રયત્ન કરી જોયો. રાવણના કુટુંબ પર આવી પડનારી આફતનો વિચાર કરતાં તેને હૈયામાં ઊંડો ચિરાડો પડતો હતો છતાં હૃદયનું દુઃખ દબાવીને તે બોલ્યો : "મહારાજ, હજુ પણ ચેતીને સ્ત્રીબુદ્ધિએ ચાલવાનું છોડી દો અને મારું ગરીબનું કહ્યું માનો. ખરદૂષણ મૂઆ તે એમને પાપે મૂઆ હશે. શૂર્પણખાનું અપમાન થયું તેમાં પણ દોષ શૂર્પણખાનો કેમ નહિ હોય? જેણે ખરદૂષણ ને

ત્રિશિરા સરખા જોરાવર જોદ્ધાના પ્રાણ લીધા, અને જેણે એકલે હાથે એક જ દિવસમાં ચૌદ હજાર રાક્ષસોનો ઘાણ કાઢી નાખ્યો એ પુરુષની છાતી અને એનું બાહુબળ કેવાં હશે એનો તો સહેજ વિચાર કરો. એવા પુરુષને તો મિત્ર બનાવી ઘેર લાવીએ અને તેના પગ પખાળીને પૂજીએ તો જ આપણે આપણા પરાક્રમને દીપાવ્યું કહેવાય. રામની સાથે બાકરી બાંધીને તમે કશી લહાણ નથી કાઢવાના એ વિધિ-વાક્ય જાણજો. મારો અનુભવ તો હું તમને કહી ચૂક્યો છું. વિશ્વામિત્રના યજ્ઞમાં અમારો પહેલો ભેટો થયો ત્યારે તો રામ નાના બાળક હતા. એમને મૂછ પણ ફૂટી નહોતી. પણ શું એ નવલોહિયા બાળકનું પરાક્રમ! અમે તો—"

"બસ કર તારો લવારો હવે," રાવણ વચમાં જ તડૂકી ઊઠ્યો. "જવા દે તારાં લાંબાંલચ ભાષણો અને સીધી વાત કરવા માંડ. શરમાતો નથી નફટ, મારે મોંએ શત્રુનાં વખાણ કરતાં અને આવા નિર્બળતાના કાયરને છાજે એવા બોલ બોલતાં? ચાલ. થઈ જા તૈયાર મારી સાથે આવવાને અને બેસ આ રથમાં"

"પણ મહારાજ—"

"પણ કંઈ નહિ. ઊઠ, ઊઠવું હોય તો, નહિ તો જોયો છે આ રાવણનો ભુજદંડ? રામનું મરણ થશે ત્યારે થશે, પણ તારે તો આજે જ ભૂપીતા થવું પડશે."

મારીચ લાચાર થઈને ઊઠ્યો. રાવણ જેવાને હાથે મરવા કરતાં રામ જેવા ધીર વીર પુણ્યશાળી પુરુષને હાથે મરવું અને ભાગ્યશાળી થઈ જવું એ તેને વધારે ગમ્યું, અને તેથી વધારે જીદ ન કરતાં તે રથમાં બેસી ગયો.

રથ આકાશમાં ચડયો અને પવનવેગે પંચવટીની દિશામાં ચાલવા લાગ્યો. વાટમાં રાવણ અને મારીચે શો ઘાટ ઘડવો એ વિષે પૂરેપૂરી ચર્ચા કરી લીધી, અને આખરે બંને જણે કેમ વર્તવું એનો નિર્ણય થયો. એટલી વારમાં દૂરથી પંચવટીનો પ્રદેશ અને રામની પર્ણકુટી જણાવા લાગ્યાં. રથ જમીન પર ઊતર્યો અને મારીચ અને રાવણ બહાર આવ્યા. રાવણે મારીચને ફરીથી ચેતવણી આપી, આખું કારસ્તાન સાવધાનતાથી પાર ઉતારવા કહ્યું, અને બંને જણ છૂટા પડયા. રાવણ એ જગાએ જ રહ્યો અને મારીચ પંચવટીને રસ્તે ચાલ્યો.

ભૂપીતા—જમીનદોસ્ત

૪૪

# માયાવી મૃગ

રાક્ષસસેનાના સંહાર પછીના દિવસો દંડકારણ્યવાસીઓને ઉત્સવના દિવસો હતા. પળેપળે રાક્ષસોનાં વિઘ્નની શંકાથી હૈયાં ઊંચાં રાખી કામ કરતા તે તપસ્વીઓ ભયનું મૂળ ટળવાથી ઈશ્વરનો ઉપકાર માની પરમ શાંતિથી તપશ્ચર્યામાં ડૂબી ગયા હતા. પોતાને હાથે ધર્મની સહેજ પણ સેવા થઈ શકી એ વિચારથી રામને સંતોષ થતો હતો અને એ બધાનો યશ તેઓ ગુરુદેવને અર્પતા હતા. લક્ષ્મણનું મન ભાઈનું બળ જોઈ ઓછું ગર્વથી ભરાતું નહોતું, અને પોતાને પણ એવું પરાક્રમ દાખવવાનો પ્રસંગ

કોઈ વાર મળશે એવી આશાથી પ્રસન્ન રહેતું હતું. લક્ષ્મણને મોઢેથી રામે બાળપણમાં કરેલાં પરાક્રમોનાં અને ખરદૂષણના દાનવદળનાં નિકંદનનાં સાદાં પણ છટાદાર ભભકભરેલાં વર્ણનો સાંભળી સીતાનું હૈયું હર્ષથી ઉછાળા મારતું. સીતા એ હર્ષના ઉભરા દાબી દેવાનો પ્રયત્ન કરતી છતાં કોઈ કોઈ વાર તેના મોઢા પર શરમના શેરડા પડી જતા અને અંતરના ભાવ મુખમુદ્રા પર તરી આવતા. આ રીતે દેશવટો ભોગવતું આ રાજકુટુંબ કદી નહિ અનુભવેલો એવો આનંદ અનુભવતું રાજમહેલને ભૂલી જઈ જંગલની મોજો માણતું હતું.

મારીચ અને રાવણ મસલત કરીને છૂટા પડ્યા તે વેળા ખરા મધ્યાહ્નનો સમય હતો. આકાશના મધ્યભાગમાંથી સૂર્યનારાયણ તેજના અંગાર વરસાવી પંચવટીના પ્રદેશને ધખાવી રહ્યા હતા. વસંત ઋતુ પૂર બહારમાં ખીલી હતી. સીતાએ વહાલથી ઉછેરેલાં ઝાડ ફૂલીફાલીને ફળફૂલના ભારથી લચી રહ્યાં હતાં. એ બગીચાની અંદર અને આસપાસ હરણાં આવીને વિસામો લેતાં, રમતાં, કૂદાકૂદ કરતાં અને સીતાના કોમળ હાથમાંથી ઘાસના કોળિયા ખાવાને હેતભેર પર્ણકુટીની આજુબાજુ ફરતાં, અને સીતાને બોલાવવા પોતપોતાની વાણીમાં શબ્દ કરતાં.

મધ્યાહ્નના નિત્યકર્મથી પરવારીને રામ, લક્ષ્મણ અને સીતા કુટીરમાં બેઠાંબેઠાં કુદરતની શોભા નિહાળતાં હતાં. સ્મરણપોથીનાં કંઈકંઈ પાનાં ઉકેલાઈ જૂનાં સ્મરણ તાજાં થતાં હતાં. ઇતિહાસપુરાણની કંઈકંઈ જુગજૂની વાર્તાઓનો રસ જામ્યો હતો ત્યાં એકાએક સીતાને પ્રાણથી પણ

અધિક પ્રિય એવાં મૃગલાંની યાદ આવી. અને વાર્તાનો રસ અધૂરો મૂકીને તે ઊઠી પર્ણકુટીની બહાર આવી.

બગીચાની આસપાસ રમતાં મૃગલાંમાં આજે રોજનો ઉલ્લાસ જણાતો નહોતો. કંઈક ભયાનક વસ્તુથી ત્રાસ પામતાં હોય તેમ તેઓ ચમકાચમકીને આમથી તેમ ગભરાટમાં દોડતાં હતાં. સીતાએ પળવારમાં આ જોઈ લીધું, અને એનું કારણ જાણવા આસપાસ નજર ફેરવી જોઈ. તરત જ તેની નજર એક નવા આવેલા મૃગ પર પડી. મૃગને જોતાંની સાથે જ સીતા એકદમ આભી બની ગઈ અને પાછી હઠી. તેણે આજ સુધીમાં ઘણા મૃગ જોયા ને રમાડ્યા હતા. પણ આવો મૃગ તો કદી જોયો નહોતો. આનું રૂપ તો કંઈક અદ્‌ભુત જ હતું. એનાં શીંગડાં ચળકતાં રત્નનાં હતાં. મોઢા પર કાળા અને ધોળા પટા હતા. હોઠ કમળના ફૂલ જેવા રાતાચોળ હતા. કાન અને પેટ ઇંદ્રનીલ મણિ જેવાં ભૂરાં હતાં. બંને બાજુ પર મોટાં પીળાં ચાઠાં હતાં. પગ ખૂબ નાજુક હતા અને ખરીઓ લીલમની હતી. આખે શરીરે ધોળાં રૂપેરી ટપકાં હતાં. નાનકડી પૂંછડી મેઘધનુષના રંગની હતી. તે ઊંચી રાખીને મૃગ આમથી તેમ ફરતો હતો અને ઝાડ અને વેલાની કૂંળી કૂંપળો ખાતો હતો. સીતા થોડી વાર એને એકીટસે નીરખતી ઊભી રહી, અને પછી એને પકડીને પંપાળવા આગળ વધી. પણ મૃગ કંઈ એમ સહેલાઈથી પકડાઈ જાય એવો નહોતો. તે આમથી તેમ દોડવા લાગ્યો. ઘડીકમાં કરેણના ઝુંડમાં ભરાઈ જાય તો ઘડીકમાં વળી કેળોમાં સંતાઈ જાય. સીતા જ્યાં જાય ત્યાંથી આઘો ને આઘો નાસે. ઘણી વાર સુધી

એમ મૃગની પાછળ પડચા છતાં મૃગ હાથ નથી જ આવતો એમ જોઈને સીતા જરા નિરાશ થઈ. મૃગ જતો ન રહે એટલા માટે તેના પર નજર રાખી તેણે પર્ણકુટીમાં બેઠેલા રામલક્ષ્મણને બૂમ મારી. "લક્ષ્મણ, આર્યપુત્ર, જરા અહીં આવો તો, એકદમ આવો. કંઈક કંઈક દેખાડું."

સીતાની હાક સાંભળી રામ અને લક્ષ્મણ વાડામાં આવ્યા. તેમની નજર તરત પેલા મૃગ પર પડી. મૃગનું રૂપ જોઈ રામ ચકિત થઈ ગયા. લક્ષ્મણે કહ્યું, "ઓહો, તમે આ બતાવતાં હતાં કે! મૃગ છે તો રઢિયાળો, પણ જોજો એનાથી ભોળવાઈ જતાં. આવો મૃગ કદી જોયો નથી, તેમ સાંભળ્યો પણ નથી. કોઈ કપટી રાક્ષસ મૃગનું રૂપ લઈને આપણને ફસાવવા સારુ પણ આવ્યો હોય. આ રાક્ષસો ગમે તેવાં રૂપ લઈ શકે છે. આજ સુધીમાં ઘણા બ્રાહ્મણોએ એમના કપટથી ભોળવાઈને જીવ ખોયા છે. માટે આપણે સાવચેતી રાખીને ચાલજો."

લક્ષ્મણનાં વચન સીતાને ન ગમ્યાં. તે હસતેહસતે લક્ષ્મણને ઠપકો આપવા લાગી: "લક્ષ્મણજી, તમે અમસ્તા રાક્ષસથી ડરો છો. રાક્ષસ આવા મૃગનું રૂપ લઈને જ શા માટે આવે? આ તો સાચો જ મૃગ હોવો જોઈએ. આપણે એવો કદી દીઠેલો નહિ તેથી તમને રાક્ષસની શંકા આવે છે. આર્યપુત્ર, તમે એને પકડી લોને. મારા હાથમાં તો એ નથી આવતો. આપણે એને પાળીશું ને અયોધ્યા જઈશું ત્યારે એને સાથે લેતાં જઈશું. કૌસલ્યામાતા, સુમિત્રામાતા, ભરતજી વગેરે સૌ એને જોઈ ચકિત થશે, અને આપણે વનમાંથી આણેલું આવું અદ્દભુત પ્રાણી જોવાને

અયોધ્યા ઊલટશે. આર્યપુત્ર, એને બને ત્યાં સુધી જ પકડજો; અને જો જીવતો ન જ પકડાય તો મારીને એનું ચામડું પણ લઈ લેજો. એ સુંદર ર્ની મારે કાંચળી થશે."

રામને પણ મૃગ બહુ ગમી ગયો હતો. તેમણે લક્ષ્મણને "લક્ષ્મણ, આ મૃગ સાચે જ માણસને મોહ પમાડે છે. એને પકડવો તો જોઈએ જ. રાક્ષસ હશે તોયે એવા કપટી રાક્ષસોને મારવા એ તો આપણું કામ જ રાક્ષસ હશે ને આપણે હાથે મરશે તો ઘણા લોકોનો ટળશે અને તેઓ નિરાંતે બેસી શકશે. લાવ મારાં ાણ અને તલવાર. ચાલ હું એની પાછળ નીકળી પડું હમણાં જોતજોતામાં એને પકડી લાવું છું. જીવતો જ પકડાય તો પછી મારીને પણ લાવીશ."

ભાઈના ઉત્સાહથી લક્ષ્મણને પણ શૂર ચડયું. તેણે બધાં શસ્ત્ર આણી આપ્યાં. રામે ખભે ધનુષ ભેરવ્યું, ાથાં બાંધ્યાં, હાથમાં ચકચકતી તલવાર લીધી અને પાછળ જવા નીકળ્યા. જતાં જતાં લક્ષ્મણને સીતાની ણી કરી અને સીતાને એકલી ન મૂકવાની ચેતવણી રામ પર્ણકુટીના ચોગાનની બહાર નીકળી પડ્યા.

રામ શસ્ત્ર સજતા હતા ત્યારનો જ મૃગ તો પર્ણકુટી ાથી નાસી છૂટચો હતો. રામ બહાર આવ્યા ત્યાં દૂર એક જગાએ ઊભેલો જોયો અને એની પાછળ . મૃગે એકદમ મોટી ફલંગ મારીને દોટ મૂકી. ા મૃગ ને પાછળ રામ એમ બંને પૂરપાટમાં દોડવા એની વચ્ચે બહુ છેટું પડી જાય એટલે પાછો મૃગ

જરા વાર ઊભા રહે, ને રામ મૃગને થાકેલો જાણી જરા ઉતાવળા દોડવા માંડે એટલે તે પાછો ફરીથી દોટ મૂકે. કોઈ વાર તો તે રામની નજર ચુકાવીને ક્યાંક છુપાઈ પણ જાય, અને રામ જરા શ્વાસ ખાવા ઊભા રહે એટલે દૂરદૂર મૃગ બીજા ઘણા મૃગના ટોળા સાથે દોડતો જણાય, અને રામ ફરી પાછા દોડવા માંડે.

આમ રામ ઘણાં મેદાન, ટેકરા, નદીનાળાં ખૂંદી વળ્યા. તેમને શરીરે પરસેવાના રેબઝેબ ઊતરવા લાગ્યા. પર્ણકુટી તો ક્યાંય રહી ગઈ હતી, અને તેઓ જનસ્થાનની પણ હદ વટાવી ગયા હતા. પણ મૃગ ન પકડાયો તે ન જ પકડાયો. છેવટે રામે એને જીવતો પકડવાની આશા મૂકી અને ધનુષ ઉતારી પણછનો ટંકાર કરી એક તીક્ષ્ણ બાણ ચડાવ્યું અને તેની પાછળ છોડયું. બાણ સુસવાટ કરતું ચાલ્યું, અને આવીને મૃગ દોડતો હતો ત્યાં તેના પેટમાં વાગ્યું. બાણના જોરે મૃગ એક તાડ જેટલો ઊંચો ઊછળ્યો ને હેઠો પડ્યો. પડતાંપડતાં તેણે રામના જેવો અવાજ કાઢીને કારમી, વન ગજવી નાંખે એવી ચીસ પાડી, "ઓ સીતા, ઓ લક્ષ્મણ." ચીસ સાંભળી રામના પેટમાં ધ્રાસકો પડ્યો ને તેઓ દોડતા દોડતા મૃગ પાસે ગયા. જઈને જુએ છે તો મૃગને ઠેકાણે એક કાળો મેશના ઢગલા જેવો મરેલો રાક્ષસ પડ્યો હતો. પડતાંવેંત જ તેના પ્રાણ નીકળી ગયા હતા.

રાક્ષસને જોતાં જ રામે તેને ઓળખ્યો. આ તે જ મારીચ હતો જેને પોતે વિશ્વામિત્રના યજ્ઞમાં એક બાણે ઉડાડી મૂક્યો હતો. મારીચને જોઈને અને તેની ચીસ સાંભળીને રામને લક્ષ્મણનાં વચન યાદ આવ્યાં, અને આની પાછળ

જરૂર કંઈ દગો હોવો જોઈએ એવી ખાતરી થઈ. આખરે લક્ષ્મણે કહેલી વાત સાચી પડી. અને લક્ષ્મણનું કહ્યું પોતે ન માન્યું અને માયાવી મૃગના મોહમાં સપડાયા એનું રામને બહુ દુ:ખ થવા લાગ્યું. રાક્ષસની ચીસ સાંભળીને સીતાની અને લક્ષ્મણની શી સ્થિતિ થશે એનો વિચાર આવતાં તેમને રોમાંચ આવવા લાગ્યાં, અને આંખે અંધારાં આવવા લાગ્યાં. તેમના હૈયામાં અપાર ચિંતા થવા લાગી. તેઓ તરત જ પર્ણકુટીને રસ્તે વળ્યા અને ઝપાટાબંધ ચાલવા લાગ્યા.

| | |
|---|---|
| ધખાવી—બાળી | ઉલ્લાસ—આનંદ |
| કુટીર—ઝૂંપડી | પણછ—દોરી |
| ભાળવણી—સુપરત: સોંપણ | રોમાંચ આવવાં—રુવાંટાં ઊભાં થવાં |

## ૪૫

# વિપરીત બુદ્ધિ

આ બાજુએ પંચવટીમાં લક્ષ્મણ અને સીતા રામની વાટ જોતાં ઝૂંપડીના આંગણામાં બેઠાં હતાં અને 'હમણાં આવશે' 'હમણાં આવશે' એમ કહી કહીને રસ્તા પર લાંબે સુધી વારંવાર નજર નાંખ્યા કરતાં હતાં, ત્યાં તો કાન ફાડી નાંખે એવી ચીસ સંભળાઈ. ચીસ સાંભળતાં સીતાના પેટમાં ફાળ પડી. તે એકદમ થરથર ધ્રૂજવા લાગી અને ગાભરી ગાભરી લક્ષ્મણને કહેવા લાગી. "લક્ષ્મણ, ઊઠો ઊઠો, દોડી પહોંચો તો રામચંદ્રજી પાસે. સાંભળી આ કારમી ચીસ? એ તેમનો જ સાદ. જાઓ તો, વાર ન લગાડો."

લક્ષ્મણ સીતાના જેવો ગભરાઈ ગયો નહોતો. 
રામના પરાક્રમ પર વિશ્વાસ હતો. રાક્ષસોનાં કપટથી
વાકેફ હતો. તેથી આ ચીસે એના મન પર ઝાઝી અ
કરી નહિ. તે સીતાને ધીરજ આપીને કહેવા લાગ
"માતા, આમ ગભરાઓ છો શા માટે? હું તમને ખાત
આપીને કહું છું કે આ રામનો અવાજ ન હોય. રામ
એવા કાચાપોચા છે કે એમના પર એમ આફત આવી પ
તમે પોતે રામનું પરાક્રમ ક્યાં નથી જોયું? આ તો
રાક્ષસનું જ કપટ જણાય છે. ખર પડ્યો એટલે હવે બા
રહી ગયેલા રાક્ષસો આમ કૂડકપટ કરીને આપણને ફસાવવ
લાગ શોધતા ફરે છે. તમે ડરશો નહિ; રામને કશી અ
નહિ આવી હોય. હમણાં રામ પાછા આવી પહોંચશે."

પણ લક્ષ્મણના બોલથી સીતાને કાંઈ ટાઢક વળે?
કરગરીને બોલી, "ભાઈ, આમ છેક વિશ્વાસે શું રહો છો
વિશ્વાસમાં ને વિશ્વાસમાં જ માણસ કોઈ વખત કુટાઈ પ
તમે જરા જુઓ તો ખરા. જોવામાં શું જાય છે? ભા
અવળું હોય ત્યારે ભલભલાના પરાક્રમ પર પાણી ફરી વ
માટે તમને આજીજી કરીને કહું છું કે તમે જાઓ."

લક્ષ્મણે જવાબ દીધો, "રામ મને તમારી ભાળવ
કરીને ગયા છે. તમને છોડી મારાથી શી રીતે જવાય
આ વન તો રાક્ષસોથી ભરેલું છે. એમાં તમને એક
મૂકીને જતાં મારું મન કબૂલ કરતું નથી."

લક્ષ્મણ નથી ખસતો એ જોઈને સીતાને જરા ગુસ
ચડી ગયો હતો. તે બોલી, "લક્ષ્મણ, જાઓને જતા
તો. મારી આટલી બધી દરકાર તમારે શા માટે જોઈએ

પહેલા રામ ને પછી હું. રામ ક્ષેમકુશળ હોય તો મારી સંભાળ લીધી કામની, માટે જાઓ હવે વાર લગાડ્યા વિના."

લક્ષ્મણનું મન સીતાને છોડીને જતાં કેમે કર્યું ચાલતું નહોતું. સીતાને સમજાવવી પણ શી રીતે? અને સીતા ન સમજે તોપણ રામની આજ્ઞા કેમ તોડાય? છતાં સીતા ન જ સમજે તો શું કરવું? તેના મનમાં ખૂબ ગડમથલ ચાલતી હતી. તે અડગ રહ્યો. તેણે સીતાને કહ્યું, "તમારું કહ્યું હું શી રીતે માનું? મારું મન સાક્ષી પૂરે છે કે રામ સહી-સલામત છે. તમે ગમે તેમ કહેશો તોયે તમને એકલાં મૂકીને હું અહીંથી ખસવાનો નથી."

લક્ષ્મણનો અવિનય જોઈને સીતાના મનમાં અનેક જાતના વિચારો આવ્યા. ઘણી કડવાશથી તે બોલી, "લક્ષ્મણ, ધન્ય છે તમારી ધીરજને! તમને રામના રક્ષણ કરતાં પણ મારા રક્ષણની વધારે પડી છે, ખરું?"

લક્ષ્મણનું હૃદય વીંધાયું. હવે એને ગયા વિના છૂટકો નહોતો. આંખો નીચી જમીન પર રાખીને જ તેણે નિસાસો મૂકી ધીમે સાદે કહ્યું, "સીતા, ભલે તમે ન જ માનતાં હો તો હું જાઉં છું. આ સૌ વનદેવતાઓ તમારું રક્ષણ કરો."

લક્ષ્મણે સીતાને જરા નીચા વળીને પ્રણામ કર્યાં અને નીકળ્યો. સીતાને ભર જંગલમાં એકલી નિરાધાર છોડી જતાં તેના હૈયામાં અપાર વેદના થતી હતી. વનનાં ઝાડ, સરોવર, નદી બધાં પર નજર નાંખતોનાંખતો તે જવા લાગ્યો. આખું વન જાણે આજે ભારે શોકમાં હોય એવું સૂનુંસમ લાગતું હતું. ઉલ્લાસનું તો ક્યાંયે નામ નહોતું. પક્ષીઓના

બોલવામાં આનંદ નહોતો, મૃગલાંના દોડવામાં ઉમંગ નહોતો, સરોવરના પાણીમાં પ્રસન્નતા નહોતી, નદીના પાણીમાં તરંગ નહોતા. લક્ષ્મણ વિમાસણ કરતોકરતો ધીરેધીરે ચાલવા લાગ્યો. પર્ણકુટી દેખાતી રહી ત્યાં સુધી તેણે વળીવળીને સીતા તરફ જોયાં કર્યું. પર્ણકુટી દેખાતી બંધ થઈ એટલે તેણે મૃગ અને રામનાં પગલાં જોઈને તે રસ્તે સપાટામાં ચાલવા માંડ્યું.

## ૪૬

## સીતાહરણ

મૃગ આવ્યો ને ગયો અને રામલક્ષ્મણ એની પૂંઠે ગયા એ બધો વખત રાવણ પંચવટીની આસપાસ આંટા માર્યાં કરતો હતો, અને અંદર પેસવાના વખતની રાહ જોતો હતો. લક્ષ્મણ દેખાતો બંધ થયો એટલે તેણે સાધુ (પરિવ્રાજક)નો વેશ ધારણ કર્યો. સુંદર ઝીણું ભગવું વસ્ત્ર પહેર્યું, લાંબી શિખા કરી, હાથમાં છત્રી લીધી, પગમાં જોડા પહેર્યા, ડાબે ખભે દંડકમંડળ લટકાવ્યાં અને પંચવટીમાં પ્રવેશ કર્યો. રાવણને જોઈને આખું વન ભયથી સ્તબ્ધ થઈ ગયું. પવન વાતો બંધ થયો. ઝાડ હાલતાં બંધ થયાં. ગોદાવરીનાં જળ થંભી ગયાં. પક્ષીઓ કિલકિલાટ છોડી માળામાં ભરાઈ ગયાં. અને પશુઓ ચારો છોડી જીવ લઈને નાઠાં.

રાવણ ઝપાટાબંધ રામની પર્ણકુટી તરફ ચાલ્યો અને સહેજવારમાં પર્ણકુટીના આંગણા આગળ આવી પહોંચ્યો. આંગણામાં સીતા સોડિયું વાળીને નીચું મોં કરી બેસી રહી

હતી. આંખમાંથી આંસુ વહ્યે જતાં હતાં. રાવણ આવ્યો તે સીતાએ જોયો નહિ. રાવણે બ્રહ્મઘોશ કર્યો એટલે સીતાએ તેની તરફ જોયું, અને બારણે અતિથિ આવ્યો જાણી તેણે આંસુ લોહી નાખ્યાં અને અતિથિનું સ્વાગત કરવા ઊઠી. અતિથિને આંગણામાં બોલાવી આસન આપ્યું, પાણી આપ્યું અને લક્ષ્મણે આણી મૂકેલાં ફળ તેની આગળ મૂક્યાં.

સીતાને જોતાંની સાથે એને ઉપાડી જવાની તાલાવેલી તો રાવણને લાગી જ હતી, પણ એને બોલતી સાંભળીને એને આખી ને આખી ખાઈ જવાનું મન થયું. તેણે મનને મહાપરાણે કબજામાં રાખીને સીતાની સાથે વાત કરવા માંડી: "હે સુંદરી, તું કોઈ અપ્સરા છે, ગંધર્વ છે, કિન્નર છે, લક્ષ્મી છે, કે આ વનની વનદેવતા છે? આ વનમાં તું કેમ આવી છે? આ વનમાં એકલી રહેતાં તને બીક નથી લાગતી? આ વન તો રાક્ષસોથી ભરેલું છે. સિંહ, હાથી, વાઘ, ચિત્તા, વરુ, રીંછ, ગીધ વગેરે અનેક વિકરાળ પ્રાણીઓ આ વનમાં ફર્યાં કરે છે, ત્યાં રહેતાં ભલભલાના બંધ વછૂટી જાય તે તું કેમ રહી શકે છે? તું કોણ છે? તારો પતિ કોણ છે અને ક્યાં છે? આ રાક્ષસોથી ભરેલા વનમાં તું ક્યાંથી આવી ચડી છે?"

રાવણનો વેષ જોઈને સીતાએ તેને બ્રાહ્મણ માન્યો હતો. તેનાં વચન સાંભળી સીતાને તેના પર વિશ્વાસ બેઠો. તેણે પોતાનો આખો ઇતિહાસ અથથી તે ઇતિ સુધી રાવણને કહી સંભળાવ્યો. રામના સત્યપાલનનાં અને પરાક્રમનાં*

---

* दद्यान्न प्रतिगृह्णीयात् सत्यं ब्रूयान्न चानृतम् ।
एतद् ब्राह्मण रामस्य व्रतं ध्रुवमनुत्तमम् ॥

અને લક્ષ્મણના સેવાભાવનાં વખાણ કર્યાં અને રાવણને કહ્યું : "મારા પતિ અને લક્ષ્મણ મૃગયા કરવા વનમ ગયા છે. તે હમણાં આવશે. તમારે બીજું જરૂરનું કામ ન હોય તો એ આવે ત્યાં સુધી તમે અહીં બેસો. એ આવતા તો હશે જ." આમ કહીને સીતા રામલક્ષ્મણને જોવા માટે દૂર નજર નાંખીને જોઈ રહી. પણ ત્ય પંચવટીની વિશાળ હરિયાળી ભૂમિ જ નજરે પડતી હતી રામ કે લક્ષ્મણ કોઈ દેખાતું નહોતું.

રાવણની અધીરાઈ વધતી જતી હતી. સીતાન મોંમાંથી જેમજેમ બોલ નીકળતા હતા તેમતેમ રાવણ ઊંચોનીચો થતો હતો. તેનાથી વધારે વાર છાનું ન રહેવાયું તે એકદમ બોલી ઊઠ્યો, "હે સીતા, જેણે સ્વર્ગના દેવોને દાસ બનાવ્યા છે, જેના નામથી ત્રણે લોકમાં ત્રાસ વર્તી રહે છે, અને ચૌદ ભુવનમાં જેની હાક વાગી રહી છે એવો રાજા રાવણ છું. સમુદ્રની વચ્ચોવચ સોનાના કોટવાળ મારી લંકાનગરી છે. તું આ વનમાં શાદને પડી રહી છે મારી સાથે ચાલ. હું તને મારી પટરાણી બનાવીશ. માર મહેલોમાં અને ઉદ્યાનોમાં તું મહાલજે અને સુખચેનમ રહેજે. પાંચ હજાર દાસીઓ તો તારી તહેનાતમાં હાજર રહેશે અને તારો બોલ પડતાંની સાથે ઝીલી લેશે."

અતિથિનાં આ અવિનય અને ઉદ્ધતાઈ જોઈ સીતાની આંખ ફાટી. તે ગાજી, "અક્કલ મૂઢ, તું અતિથિ થઈને આવ્યો છે ને આ શું બોલી રહ્યો છે? મારા અચળ પતિવ્રતમાંથી તું મને ચળાવવા માગે છે? મહાયશસ્વી જિતેન્દ્રિય રામ પરથી તારા પર મારું મન વળાવવા માગે

છે? ચાલ હટી જા, દુષ્ટ મારા જેવી સિંહણને તું શિયાળ શું કરી શકવાનો છે? મને લઈ જઈને તું કેટલા દિવસ જીવવાની આશા રાખે છે? છાનોમાનો ચાલ્યો જા અહીંથી તારું કાળું મોં લઈને."

રાવણ હસી પડયો. "હા ભારે ડરી ગયો તો હું! અરે! મૂર્ખી, તું મને ઓળખતી નથી. મેં કુબેરને હરાવીને એનું પુષ્પક વિમાન પડાવી લીધું છે. દેવો ગરીબ ગાય બનીને મારે ત્યાં ચાકરી કરે છે. મારા નામથી આખા ત્રિભુવનનાં પ્રાણીઓ થરથરે છે. કયાં મારું પરાક્રમ અને કયાં આ તારો ટિચકૂડો રામ! રામનામાં દૈવત હોય તો એનો બાપ એને વનમાં કાઢી મૂકત શું કરવા? એવાને તે શું વળગી રહી છે? ચાલ મારી સાથે લંકા આવી જા."

સીતાની આંખમાંથી કોપ વરસતો હતો. "અલ્યા મૂર્ખ તું કુબેર કે ઇંદ્રને જીતીને મદે ભરાયો હશે, પણ રામ તારો મદ ઉતારે એવા છે એ યાદ રાખજે. હજુ પણ કહું છું કે અહીંથી ચાલ્યો જા, તારુ ક્ષેમકુશળ ઇચ્છતો હોય તો."

વધારે બોલાચાલી કરવા જેટલી ધીરજ રાવણમાં રહી નહોતી. તેણે એકદમ જોરથી તાળી પાડી સિંહનાદ કર્યો અને બ્રાહ્મણનું સ્વરૂપ છોડી પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કર્યું. એક ક્ષણમાં સીતાના મોં સામે પહાડ જેવો પ્રચંડ રાક્ષસ હુંકાર કરીને ઊભો રહ્યો. તેણે આખે શરીરે રાતાં વસ્ત્ર પહેર્યાં હતાં. તેની આંખમાંથી અંગાર વરસતા હતા. રાક્ષસનું આ વિકરાળ સ્વરૂપ જોઈને સીતા ક્ષણભર સ્તબ્ધ થઈ ગઈ, પણ કઠણ હૈયું રાખીને નીચું માથું કરી રાવણ સામે જોયા વિના અડગ બેઠી.

રાવણે એકદમ સીતા આગળ ધસી આવી ડાબે હાથે તેનો ચોટલો ઝાલ્યો, જમણે હાથે તેના પગ પકડ્યા અને તેને ઉપાડીને ધરણી ધમધમાવતો દોડ્યો. બહાર ગધેડા જોડેલો સોનાજડિત રથ ઊભો હતો તેમાં સીતાને નાંખી પોતે બેઠો અને રથને લંકા ભણી આકાશમાર્ગે મારી મૂક્યો.

અટ્ટહાસ—અટ્ટહાસ્ય (?) — ઉદ્યાન—બાગબગીચા

| | |
|---|---|
| બ્રહ્મઘોષ—અહાલેક | કિન્નર—માણસના શરીર અને |
| ઉદ્યાન—બાગબગીચા | ઘોડાના મોઢાવાળું પ્રાણી |

## ૪૭

# જટાયુ સાથે યુદ્ધ

રથ પવનવેગે ચાલવા લાગ્યો. કળનાં જૂથ, કરેણનાં ઝુંડ, આસોપાલવની ઘટા, ગોદાવરી નદી વગેરે ઝપાટાબંધ નજર આગળથી પસાર થવા લાગ્યાં. રથમાં સીતા તો બેબાકળી બની હતી. રાવણના હાથમાંથી છૂટવાને પછાડા મારવા વ્યર્થ હતા. તેણે ઊંચે સ્વરે ચીસો પાડવા માંડી. “ઓ લક્ષ્મણ...ઓ રામ...તમે આ સમે ક્યાં હશો? આ દુષ્ટ મને ઉપાડી જાય છે એ તમને કેમ ખબર પડશે? અરેરે, તમે આ પાપીને મારી મને ક્યારે છોડાવશો?...... ઓ કરેણો, તમે રામને કહેજો હોં...ઓ વહાલા આસોપાલવ, તમે ઊંચી ડોક કરીને હું ક્યાં જાઉં છું તે જોઈ લેજો હોં... ઓ માતા ગોદાવરી, તમે તમારું જળ થંભાવી રામને મારી ખબર કહેજો હોં કે...” સીતાની ચીસોથી આખું વન ગાજી ઊઠ્યું.

આટલીવારમાં તો રથ પંચવટી વટાવીને બહાર નીકળ્યો હતો. એકાએક સીતાની નજર એક ઝાડ પર

બેઠેલા જટાયુ પર પડી. "ઓ ગૃધ્રરાજ, મારી વહારે આવો તો. અરે, દોડો, દોડો, આ ચોર રાક્ષસ મને ઉપાડી જાય છે!"

વૃદ્ધાવસ્થાથી જર્જર થઈ ગયેલો જટાયુ ડોલા ખાતો હતો —અડધો ઊંઘમાં અને અડધો જાગતો હતો. સીતાની ચીસ કાને પડતાં તે સફાળો થઈને જાગી ઊઠ્યો. સામે જુએ છે તો એક રથ આકાશમાં વાયુવેગે ચાલ્યો જાય છે અને અંદર વીસ ભુજાવાળો રાવણ અને કલ્પાંત કરતી સીતા બેઠાં છે. જટાયુએ તરત જ ઝાડ પર બેઠેબેઠે વનને ભેદી નાંખે એવી કિકિયારી કરી: "ઊભો રહે અલ્યા એ! કોણ છે તું? ક્યાં જાય છે? હું ગીધનો રાજા છું. ઊભો રાખ તારો રથ."

જટાયુની હાક સાંભળી રાવણ ચમક્યો. તેણે રથને થંભાવ્યો, અને પાછું વાળી જોયું. રથને થોભેલો જોઈ જટાયુ પણ નરમ પડ્યો અને બોલવા લાગ્યો, "મારું નામ જટાયુ છે. હું આ વનમાં રામની સાથે રહું છું, અને તને વીનવું છું કે તું રામની સ્ત્રીને છોડી દે. દશાનન, તારા ધર્મિષ્ઠપણાની કીર્તિ મેં સાંભળી છે. તારા જેવા ધર્માત્માને આ નીચ કૃત્ય કરવું કેમ છાજે? તારા જેવા રાજા જ્યારે આમ પાપકર્મ કરતા થશે ત્યારે દુનિયામાં પાપ કેટલું વધી જશે? અને તું રામની સ્ત્રીને લઈ જઈને શું સુખે બેસી શકવાનો છે? રામના પરાક્રમથી તું ક્યાં અજાણ્યો છે? ખરદૂષણને રોળી નાંખ્યા એ ભૂલી ગયો શું? તારે તે રામની સાથે શું વેર છે? શૂર્પણખાએ ઉદ્ધતાઈ કરીને નાકકાન ખોયાં એમાં રામનો શો વાંક? માટે ભલા ભાઈ, સીતાને અહીં મૂકી દે અને તારે રસ્તે ચાલ્યો જા."

જટાયુ બોલતો હતો ત્યાં જ રાવણે મોં ફેરવી લીધું, એટલે જટાયુ ફરી બોલ્યો: "રાવણ, તું એમ નહિ માનતો કે મને વટાવીને તું અહીંથી જઈ શકવાનો છે. જતા પહેલાં તારે મારી સાથે યુદ્ધ કરવું પડશે. મને સાઠ હજાર વર્ષ તો થઈ ગયાં છે, છતાં મારું જોર હજુ કાયમ છે. હું વૃદ્ધ છું ને તું યુવાન છે એની મને ફિકર નથી. તારી પાસે ધનુષ, રથ, કવચ, બાણ છે તેથી હું ડરી જવાનો નથી. આવી જા ચાલ, તારામાં જોર હોય તો મારી સાથે લડવાને, હું તને હમણાં જ ધૂળભેગો કરી નાંખવાનો છું."

જટાયુને યુદ્ધનું કહેણ આપતો સાંભળી રાવણ મનમાં ને મનમાં જરા હસ્યો, પણ કહેણ તો સ્વીકારવું જોઈએ, એટલે રથમાં બેઠેબેઠે રાવણે જટાયુ પર બાણ છોડયાં. ઘડીવારમાં તો બે જણ વચ્ચે ઘોર સંગ્રામ મચી રહ્યો. રાવણે ગીધ ઉપર બાણોનો વરસાદ વરસાવ્યો અને ગીધે રાવણના શરીરને નખથી ઉઝરડી નાંખ્યું. રાવણે ગુસ્સે થઈ દસ તીખાં બાણ છોડી જટાયુને વીંધી નાખ્યો. રથમાં રડતી સીતાને જોઈ જટાયુએ બાણને ખંખેરી નાખ્યાં અને રાવણ સામે ધસી રાવણનું મણિજડિત ધનુષ પગ વતી ભાંગી નાંખ્યું. રાવણે બીજું ધનુષ લઈને સો બાણ નાંખ્યાં. જટાયુની આસપાસ બાણોનો માળો બની રહ્યો અને જટાયુ અંદર ઘેરાઈ ગયો. તરત જટાયુએ પાંખોથી બાણને હલાવી નાંખ્યાં અને રાવણનું બીજું ધનુષ તોડી નાંખ્યું. જટાયુએ આ વેળા ભારે પરાક્રમ દાખવ્યું. રાવણના શરીર પર ધસી તેનાં ભાથાં ઢીલાં કરી નાંખ્યાં, રથના ગધેડાને મારી નાંખ્યા, ચાંચ વતી સારથિનું ડોકું કરડી ખાધું, રથના ભાંગીને ટુકડે

ટુકડા ઉડાવી દીધા અને રથમાંનાં છત્રચામર ઉડાવીને ફેંકી દીધાં. રથ ભાંગ્યો એટલે રાવણ સીતાને ખોળામાં લઈને જમીન પર પડ્યો. રાવણને પડેલો જોઈ વનનાં પ્રાણીઓ હર્ષનાદ કરવા લાગ્યાં.

રાવણનો રથ ભાંગ્યો, સારથિ પડ્યો, ગધેડા મૂઆ અને હથિયારના ચૂરા થઈ ગયા. તેની પાસે હવે માત્ર એક ખડ્ગ રહ્યું હતું. તેણે જોયું કે જટાયુ જરા થાક્યો છે, એટલે તે સીતાને લઈને ઊઠ્યો અને ભાગવા લાગ્યો. જટાયુ ચાંચ પીસીને એની પાછળ પડ્યો અને કહેવા લાગ્યો, "અરે તસ્કર, યુદ્ધ અધૂરું મૂકીને ક્યાં ચાલ્યો જાય છે? ઊભો રહે, તને મારા નખનો સ્વાદ ચખાડીને અહીં જ ભોંયભેગો કરી નાંખું."

આમ કહીને જટાયુએ રાવણની પીઠ પર નખ વતી ફરી ઉઝરડા ભર્યા. રાવણની પીઠમાંથી લોહીની ધારા વહેવા લાગી. જટાયુએ ચાંચથી વળી રાવણના વાળ ખૂંપી નાંખ્યા અને માથામાં નખ માર્યા. ડાબા દસ હાથ પણ ઉખેડી નાંખ્યા; પણ હાથ તો તૂટ્યા ત્યાં બીજા ઊગી નીકળ્યા.

હવે રાવણ કોપ્યો. અત્યાર સુધીની રમત તેણે છોડી દીધી અને જટાયુને મારી જ નાંખવાનો નિશ્ચય કરી સીતાને કોરે મૂકી દીધી. જટાયુને પકડ્યો અને મૂઠીઓથી ને લાતોથી તેને અધમૂઓ કરી નાંખ્યો. જટાયુ ઢીલો તો પડ્યો, છતાં ઢીલોઢીલો પણ તે રાવણ પર પ્રહાર કરવા લાગ્યો. પણ હવે એનું બળ ક્ષીણ થયું હતું. રાવણે ખડ્ગથી તેની પાંખો છેદી નાંખી, પગ ઉડાવી દીધા, પાસાં કાપી નાખ્યાં અને તેને દૂર ફેંકી દીધો.

જટાયુ જમીન પર લોહીલુહાણ થઈને પડ્યો બાજુએ ઊભી હતી તે એકદમ ત્યાં દોડી આવી અ કરવા લાગી : "અરે ગૃધ્રરાજ, તમારે મારા પડયું અને છતાં તમારું મરવું કામ ન આવ્યું ? પાપી મને ઉપાડી જશે. હવે તમે રામલક્ષ્મણ આ ત્યારે એમને બધી વાત કહેજો."

સીતાનો વિલાપ ચાલતો હતો એટલામાં જ સાદ સંભળાયો : "સીતા, ચાલ, છોડી દે આવી જા મારી પાસે." સીતા ભયની મારી એ ઝાડને થડિયે બાઝી પડી. ઝાડનું પાંદડું ફફડે એમ હતી. રાવણની બૂમ ફરી પડી : "સીતા, કેમ નહિ ?" સીતા સ્તબ્ધ થઈ ગઈ. રાવણે જોયું ઝાડના થડને છોડતી નથી, તે દોડી આવ્યો. ચોટલો ને પગ ઝાલ્યા, ખભે નાંખી અને ઊડ્યો.

આ પાપકર્મ જોઈને વનનાં પ્રાણીઓએ ન કરી દીધાં. વાયુ થંભી ગયો. સૂર્યનારાયણે શરમ મોં છુપાવી દીધું. આકાશમાં માત્ર 'રામ, રામ' ધ્વનિ સંભળાતો હતો.

ઘડીએકમાં તો એ ધ્વનિ પણ સંભળાતો બંધ એક માત્ર જટાયુ ધીમો શ્વાસ ખેંચતો ત્યાં પડી પાસે રાવણનો રથ અને સારથિ તથા ગધેડાનાં શ હતાં. પશુઓ અલોપ થઈ ગયાં હતાં. પક્ષીઓનો બંધ પડી ગયો હતો. રામ, લક્ષ્મણ અને સીતા ગયે શૂન્યવત્ બની ગઈ હતી.